પૈસા કમાવા માટે અતિ ઉપયોગી ગ્રંથ.

# તેજી-મંદી દર્પણ.


લેખક.



બી. એસ. શાહ : જૈન જયોતિષી.

વઢવાણ-સીટી


કીં. ફકત રૂ. ત્રણ.

# વેપાર કરવાની રીત.

૧ દરેક વરસમાં વેપાર કરવાની ત્રણ કે ચાર તક આવે છે. માટે ભાવની વધ-ઘટ ઉપર ધ્યાન રાખી બહુ વધ્યા ભાવે મંદીનો અને બહુ ઘટ્યા ભાવે તેજીનો વેપાર



સારા પૈસા કમાઇ શકશો.

૬ જ્યારે જે ચીજના ભાવ ઘણા જ વધેલા જણાય ત્યારે તે વેચવાથી અને જ્યારે ઘણાજ ઘટેલા જણાય ત્યારે તે લેવાથી ઘણા સારા પૈસા કમાઇ શકાશે.

૭ જ્યારે જે ચીજના ભાવ ઘણા વધીને પછી જ્યારે ઘટવા લાગે ત્યારે અથવા ઘણા ઘટીને પછી જ્યારે વધવા લાગે ત્યારે તુરત જ વેપાર કરવાથી ઘણો સારો લાભ મેળવી શકશો.

વેપારીઓને હમેશ-કાયમના માટે.

પૈસા કમાવા માટે અતિ ઉપયોગી.

જ્યોતિષનો એક ઉમદા ગ્રંથ.

# તેજી-મંદી દર્પણ.

— જેનામાં —

રૂઉ, ફ્યુચર, સુતર, શેર, સોનું, ચાંદી, ઘઉં, અળશી, એરંડા, અનાજ, કપાસીયા, શીંગદાણા, ઘી, તેલ, ગોળ, ખાંડ, વિગેરે અનેક ચીજોમાં થનાર તેજી-મંદી પોતાની મેળે કાઢી જાણી શકાય તેવી પૈસા કમાવાની ૧૨૦૦ કુંચીઓ જણાવેલ છે.


લેખક અને પ્રકાશક,

**બી. એસ. શાહ.**

જૈન જ્યોતિષી.

વઢવાણ-સીટી.



સં. ૧૯૯૬ ] આવૃત્તિ પાંચમી [ સને ૧૯૪૦





મુદ્રક:—મનુભાઈ અમૃતલાલ શેઠ. સ્વાધીન મુદ્રણાલય : રાણપુર

પ્રકાશક:—બી. એસ. શાહ. જૈન જ્યોતિષી : વઢવાણ-સીટી

કિંમત ફક્ત રૂા. ત્રણ

# ચોથી આવૃતીની પ્રસ્તાવના

**કવીજન કાવ્ય કરી મરે, ગુણ ચાખે ગાનાર;**
**સોની ઘાટ ઘડી મરે, (પણ) શય સજે શણગાર.**

**વાંચનાર બંધુ,**

**આ તેજી-મંદી દર્પણ** નામનો જ્યોતિષનો એક ઉમદા ગ્રંથ આજે આપના હસ્તમાં આવે છે. તે ધ્યાનપૂર્વક બરોબર વાંચી સમજીને જે સમયે જે ગ્રહો અને જે યોગો આવેલા હોય તેના જણાવેલ ફળ પ્રમાણે બધા ગ્રહોનો ચારે બાજુનો વિચાર કરી વેપાર કરશો તો આ ગ્રંથ આપને પૈસા કમાવા માટે અતિ ઉપયોગી અને કલ્પવૃક્ષની જેમ લાભ આપનારો નિવડશે. અને અનુભવે આપને આ ગ્રંથની કિંમત ચિન્તામણીરત્ન જેવી જણાશે.

જે સમયે જ્યોતિષને ઘણું ગુપ્ત રાખવામાં આવતું અને તેના જાણકાર પોતે અગર પોતાના સંબંધીઓને જ લાભ આપતા. તેમના મરણ સાથે તેમનું જ્ઞાન પણ સાથે લેતા જતા અર્થાત્ નષ્ટ થતું. આવા સમયે અમોએ સં. ૧૯૬૨ ની સાલમાં સ્વર્ગસ્થ મુનિ મહારાજ શ્રી **ભક્તિવિજયજી** શ્રી **વળાવાળાનું શ્રી ધોલેરા બંદરમાં** ચોમાસું થતાં તેમની પ્રેમપૂર્વક સેવા કરી તેમની પાસેથી પ્રાચીન સમયના જૈન આચાર્યોએ બનાવેલા હસ્તલીખિત જ્યોતિષના ગ્રંથો વાંચી, ગુરૂગમથી સમજીને અભ્યાસ કર્યો અને તેજી-મંદી કાઢવાનું જ્યોતિષનું જ્ઞાન મેળવ્યું. અને તેમાં મરહુમ કવી શ્રી **દેવશીભાઈ ડાહ્યાભાઈ** પાસેથી તેમના બાપ દાદાનો અનુભવ કરેલ જ્યોતિષનો સંગ્રહ કરેલો ઉતારો મળ્યો હતો.

અમે આ બધા જ્યોતિષનો પાંચ વરસ અનુભવ કરી મેળવીને ઘણો સુધારો વધારો કર્યો અને તે વેપારીઓને પૈસા કમાવા માટે અતિ ઉપયોગી જણાતાં સં. **૧૯૬૬** ની સાલથી **તેજી-મંદીનો વર્તારો** કાઢવો શરૂ કર્યો. તે આજે એકવીસ વર્ષથી બહાર પડે છે. અને વેપારીઓને ઘણો ઊપયોગી અને લાભદાયી થઈ પડેલ છે.

અમોએ સં. ૧૯૬૮ની સાલમાં **ભવિષ્ય દર્પણ** અને સં. ૧૯૬૯ ની સાલમાં **ભવિષ્ય દીપક** અને સં. ૧૯૭૦ ની સાલમાં **ભવિષ્ય દર્શક** આ નામની ત્રણ બુકો બહાર પાડી જે વેપારીઓને ઘણી ઉપયોગી હોવાથી ખપી જવાથી તે અરસામાં થયેલા અનુભવના ઘણા સુધારા-વધારા કરી સં. ૧૯૭૫ની સાલમાં **બીજી** આવૃત્તિ બહાર પાડી હતી. તે પણ ચાર વર્ષમાં ખપી જવાથી તે અરસામાં થએલા અનુભવના ઘણા સુધારા-વધારા કરી આ બુકોને એકત્ર કરી **સં. ૧૯૭૯** ની સાલમાં **તેજી-મંદી દર્પણ** અને **તેજી-મંદી પ્રકાશ** એ નામથી **ત્રીજી** આવૃત્તિ બહાર પાડી હતી.

આવી રીતે મહા મહેનતે સત્તર વર્ષના અભ્યાસે અને અનુભવે તૈયાર કરેલી **તેજી-મંદી દર્પણ** નામની બુક બહાર પડતા અમારા ધંધાદારી કેટલાક જ્યોતિષી ભાઇઓએ તેમા થોડો ફેરફાર કરી બુકનું બીજું નામ આપી પાંચ ગણી કીંમત રાખી છપાવી વેચવા બહાર પાડી પણ કર્મની કરણી પ્રમાણે કુદરતે ફળ આપ્યું. વળી બીજા એક ભાઇએ તો સં. ૧૯૮૪ ની સાલમાં તેની આબેહુબ નકલ કરી. વધારામાં પંચાગમાં આપેલી હકીકત લઈ મોટું નામ આપી છપાવી. પ્રસ્તાવનામાં જાણે મહાન મહેનતે અને શ્રમ લઈને બનાવી હોય તેવો ડોળ કરવામાં બાકી રાખી નથી. કોઇ પણ પ્રમાણિક વાંચનાર અમારી પહેલી બીજી અને ત્રીજી આવૃત્તિ વાંચે એટલે તુરત જ જણાઇ આવશે કે દરેકમાં અનુભવથી સુધારો વધારો કરેલ છે. સં. ૧૯૭૯ ની સાલની ત્રીજી આવૃતી તેજી-

**મંદી દર્પણ** સાથે કેટલાક જ્યોતિષીઓએ કરેલી નકલો વાંચો તો જણાઈ આવશે કે નકલ કરનારા જેટલા ડોળ કરે છે તે ખોટા છે. વર્તમાનપત્રોમાં જાહેરખબર આપનારા અને બીજા કેટલાક જ્યોતિષીઓ અમારી બુકોમાં જણાવ્યા પ્રમાણેજ રૂખ આપવાનું કામ કરે છે. પણ આ જમાનો ખોટો દોર દમામ અને દંભીનો છે. મોટી અને લલચાવનારી જાહેર ખબરોમાંથી જેમ દીપકમાં ફુદાઓ આવી પડે છે, તેમ ગ્રાહકો પણ તણાઈ આવી ફસાઈ જાય છે.

ગ્રહોના ફળોનો બાવીશ વરસ અનુભવ કરી અથાગ મહેનતે આ તૈયાર કરેલી **ચોથી** આવૃતી બહાર પાડતાં અમોને અનહદ આનંદ થાય છે. પરંતુ એટલી દીલગીરી રહે છે કે આ બુક તૈયાર કરવામાં શારીરિક સ્થિતિ ઘણીજ નરમ થઈ ગઈ છે, જેથી અમો **ભવિષ્યવાદી** અને **ભવિષ્યનો ભોમીયો,** આ નામની બે બુક તૈયાર કરેલી છપાવી બહા પાડી શકીશું કે કેમ તેની શંકા રહે છે. પરમ કૃપાળુ પરમાત્માની ઇચ્છા હશે તો જ્યોતિષના આવા ચાર કે છ ગ્રંથો લખવા તૈયાર કરી રૂપરેખા દોરી રાખી છે તે છપાવી બહાર પાડવા શકતીવાન થઇશું

આપને આ બુક ઉપયોગી જણાય અને અમે કરેલી મહેનતની તમોને કાંઇ પણ કદર હોય તો આ બુક તમારા સંબંધી અને જાણીતા દરેકને ખરીદવાની ખાસ ભલામણ કરવા ચુકશો નહિ. જેથી લેનારને પણ લાભ મળશે એજ વિનંતી.

લી. શુભેચ્છક,

**ભીખાલાલ સોમચંદ શાહ**

બનાવનાર અને પ્રસિદ્ધકર્તા.

વઢવાણ–સીટી

વિક્રમ સંવત ૧૯૮૯
નું બેસતું વરસ
તા. ૩૦–૧૦–૧૯૩૨

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના.

આ બુકની ચોથી આવૃત્તિ સને. ૧૯૩૨ની સાલમાં છપાઇ બહાર પડી હતી.

ત્યાર પછીના આઠ વરસના અનુભવના ઘણા સુધારા-વધારા સાથેની આ પાંચમી આવૃત્તિ છપાવી બહાર પાડવા અમો શક્તિવાન થયા છીએ. તે માટે પરમ કૃપાળુ પરમાત્માનો ઉપકાર માનીએ છીએ.

આ બુક વેપારીઓને તેમના વહેપારમાં, જ્યોતિષીઓને તેમના ધંધામાં ઘણીજ ઉપયોગી અને લાભદાયી થઈ છે. તે ગ્રાહકોના અનેક પત્રોથી જાણીને અમો ઘણા સંતોષ પામીએ છીએ.

અમો કફ, દમ, શ્વાસના રોગમાં સપડાયેલા છીએ. અને તેથી અમારી શારીરિક સ્થિતિ ઘણીજ નબળી લગભગ પથારીવશ જેવી છે. એટલે અમે આ પાંચમી આવૃત્તિ પણ અમારી ધારણા પ્રમાણે તયાર કરી શકયા નથી. તે માટે ઘણા દીલગીર છીએ.

અમો આ બુકને અમારા જ્યોતિષી તરીકેના જીવનની એક યાદી તરીકે બનાવવા માગીએ છીએ. તે માટે દરેક કુંચીના ફળના નીચે ગત વરસોના ભાવો સાથેના અનેક દાખલાઓ આપી જ્યોતિષ શાસ્ત્ર એક સાચું અને ચમત્કારીક શાસ્ત્ર છે તે સાબીત કરી આપવું ધારતા હતા. આ બધું લગભગ તૈયાર જ છે. પણ તે દરેક કુંચીઓ નીચે અનુક્રમે ગોઠવવું, અને તે પ્રમાણે તૈયાર કરવું આ બધું મારી શારીરિક સ્થિતિ ઘણી જ નબળી હોવાથી મારાથી થઇ શકયું નથી, તે ખાતે દીલગીર છું. પરમ કૃપાળુ પરમાત્માની ઈચ્છા હશે અને મારૂં જીવન હશે તો હવે પછીની આવૃત્તિમાં બહાર પાડીશ. પરમાત્મા દરેકને સુખી કરો. એવી મારી પ્રાર્થના છે.

લી. સર્વનો સુભેચ્છક.

તા. ૧. જાનેવારી સને. ૧૯૪૦
માગસર વદ ૭ સોમવાર
વિ. સં. ૧૯૯૬

ભીખાલાલ. સોમચંદ શાહ
બનાવનાર અને પ્રસિદ્ધ કર્તા
મુ. વઢવાણ–સીટી.

# અનુક્રમણીકા.



ભીખાલાલ સોમચંદ શાહ : જૈન જ્યોતિષી, વઢવાણુ સીટી.

श्री पार्श्वनाथाय नमः

# તેજી-મંદી દર્પણ

**સાત વેંતના સર્વજન, કિંમત અકલ તુલ્ય;**
**સરખા કાગળ હુંડીના, પણ આંક પ્રમાણે મુલ્ય.**

## દરરોજના ફીચર કાઢવાની રીત

જે દિવસના અમેરીકન ફીચર કેટલા તેજી કે મંદી આવશે તે ચોક્કસ કાઢી જાણવા હોય તે દીવસે પંચાગમાં જે તિથિ, વાર, નક્ષેત્ર, યોગ, અને જે રાશીનો ચંદ્રમાં આવતો હોય તેજ પ્રમાણે ભૂતકાળના વરસોમાં જે દિવસે આવેલ હોય તે દિવસે જેટલા ફીચર તેજી કે મંદી આવેલા હોય તે ફીચર ચોકક્સ આવે છે. તે ઉપર આંક કે દડો લગાડી સારા પૈસા કમાઇ શકાય છે.

આ માટે પાછળના વરસોનું રેકર્ડ બરાબર તપાસી કામ કરવું જોઈએ. તેમજ પંચાગમાં તિથિ, વાર, નક્ષેત્ર, યોગ, ચંદ્રમાંની ઘડી પણ લગભગ સરખી હોવી જોઇએ.

## વારની તેજી-મંદીનું ફળ

**(રૂઉ વીગેરે કોઈ પણ ચીજની તેજી-મંદી માટે)**

રવીવારે રૂઉમાં તેજી થાય તો-તે એ દિવસ રહે છે.

રવીવારે કોઈ ચીજની તેજી થાય તો-સોમવારે મંદી થાય છે.

રવીવારે કોઇ ચીજની મંદી થાય તો-સોમવારે તેજી થાય છે.

સોમવારે ઉઘડતા બજારથી એક ધારી તેજી થાય તો-સાંજે રાત્રીએ, કે બીજે દિવસે જરૂર મંદી આવે છે.

સોમવારે તેજી થાય તો મંગળવારે-મંદી થાય છે.

**સોમવારે** મંદી થાય તો–**મંગળવારે** તેજી થાય છે.

**સોમવારે** બજાર એકદમ ઘટે તો **મંગળવારનો** બજાર જોઇને તેજીનો વહેપાર કરવો. કારણ કે **બુધવારે** થોડી મંદી થઇ **ગુરૂવારે** બજાર બહુ તેજી થાય છે.

**મંગળવારે** ફીચર મંદી આવે કે ધારણાના ભાવ મંદી આવે તો–ઉઘડતા બજારથી ભાવ તેજી થાય છે.

**મંગળવારે** ફીચર તેજી આવે કે ધારણાના ભાવ તેજી આવે તો–ઉઘડતા બજારથી ભાવ મંદી થાય છે.

**મંગળવારે**–રૂઇ વીગેરે કોઇપણ ચીજમાં તેજી થાય તો–**બુધવારના** બાર વાગ્યા સુધી રહે છે. પછી મંદી થાય છે.

**મંગળવારે**–રૂઇ વીગેરે કોઇપણ ચીજમાં મંદી થાય તો–**બુધ**-વારના બાર વાગ્યા સુધી રહે છે. અને પછી તેજી થાય છે.

**મંગળવારના** ભાવથી **બુધવારે** ભાવ તેજી થાય તો–**ગુરૂવારે** પ્રથમ તેજી થઇને પછી મંદી થાય છે.

**મંગળવારના** ભાવથી **બુધવારના** ભાવ મંદી થાય તો–**ગુરૂવારે** પ્રથમ મંદી થઇને પછી તેજી થાય છે.

**મંગળવારથી** તેજી થવી શરૂ થાય અને તે **શનીવારે** પણ બજાર તેજી રહે તો **બીજા મંગળવાર** સુધી તે તેજી રહે છે.

**મંગળવારે** બજારની તેજી થવી શરૂ થાય અને **શનીવારે** મંદી થાય તો તેજી બજાર અટકી ગયો જાણવો.

**મંગળવારના** લાસ્ટ ભાવ **શનીવાર** સુધીમાં થવા જોઇએ.

**મંગળવારે** ફીચર તેજી આવે અને બજાર તેજી થાય તો–તે પ્રમાણે **શનીવારે** પણ તેજી થાય છે.

**બુધવારની** પ્રભાતમાં ધારણાના જે ભાવ આવે–તે ભાવ તે **શનીવાર** પહેલા એકવાર થઇ જાય છે.

**બુધવારે** રૂઇમાં તેજી થાય તો–તે બે દિવસ રહે છે.

૨૧૯૨૨

બુધવારે બંધ બજાર તેજી રહે તો-મંદીનો વેપાર કરવો નહીં. અને બંધ બજાર મંદી રહે તો-તેજીનો વેપાર કરવો નહીં.

ગુરૂવારે રૂઉમાં તેજી થાય તો-શનીવારની રાત સુધી રહે છે.

ગુરૂવારથી રૂઉમાં તેજી. કે મંદી થવી શરૂ થાય તો-શનિવાર સુધી રહે છે.

ગુરૂવારે રૂઉ વીગેરે કોઈપણ ચીજના જે ભાવ હોય તે ભાવ પાછા થયા વિના એક તરફી તેજી ચાલે તો પણ તે ભાવ પાછા એક વખત ઘટીને પણ થાય છે.

ગુરૂવારે રૂઉ, વિગેરે કોઇપણ ચીજના ભાવ જે હોય તે ભાવ પાછા થયા વિના એક તરફી મંદી ચાલે તો-પણ તે ભાવ પાછા એક વખત વધીને પણ થાય છે.

ગુરૂવારે ફીચર તેજી આવી ધારણાના ભાવ વધીને આવે તો-ઉઘડતા બજાર વધે તો-પણ પાછા ભાવ ઘટે છે.

ગુરૂવારે ફીચર મંદી આવે અને ધારણાના ભાવ ઘટીને આવે તો ઉઘડતા કે પછી બજાર વધે છે.

ગુરૂવારે બજાર મંદી થાય તો-તેજીનો વેપાર કરવો નહિ. અને તેજી. થાય તો-મંદીનો વેપાર કરવો નહિ.

શુકરવારે બજાર ભાવ વધે કે ઘટે-તો પણ તે ટકે નહિ.

શુકરવારે પ્રથમ ઘટે તો-પછી વધે. અને પ્રથમ વધે તો-પછી ઘટે.

શુકરવારે તેજી થાય તો-પાછી મંદી થાય છે,

શુકરવારે મંદી થાય તો-શનીવારે તેજી થાય.

શુકરવારે તેજી થાય તો-શનીવારે મંદી થાય.

શનીવારે તેજી કે મંદી થવી શરૂ થાય તો-તે સાત દિવસ સુધી રહે છે.

શની, રવી, સોમ-તેને પછાડે ભોમ.

શની, રવી, અને સોમ, એ ત્રણ દિવસ તેજી થઇ હોય તો-મંગળવારે બજાર જરૂર ઘટે છે.

શનીવારના લાસ્ટ ભાવ-મંગળવાર સુધામાં થવા જોઈએ.

—:o:—

# દરેક માસની તિથિ–વારનું ફળ.

——:૦:——

**એક પખવાડીઆમાં** ત્રણ બુધવાર આવે તો–ઘીના ભાવ વધે.

**સુદ ૧ રવી, મંગળ, શની, કે બુધવારી** હોય તો–તિથિની ઘડીના પ્રમાણમાં રૂઉમાં તેજી થાય છે.

**સુદ ૧ સોમવારી** હોય અને તે દિવસે ચંદ્ર દર્શન થાય. એટલે બીજ ઉગે અને સુદ ૧૫ તથા વદ ૦)) અમાસ સોમવારી હોય તો રૂઉમાં તેજી થાય.

**સુદ ૧ મંગળવારી** હોય તો–રૂઉમાં મંદી થાય.

**સુદ ૧ સોમ, મંગળ, શનીવારી** હોય તો–રૂઉમાં તેજી થાય.

**સુદ ૧ બુધવારી** હોય તો–દિવસ ૨૦ માં ચાંદીમાં ટકા ૧–૨ ની મંદી થાય. ઘીના ભાવ વધે, ત્રણ માસમાં અનાજમાં તેજી થાય.

**સુદ ૧, ૮, ૧૫ બુધવારી** હોય તો–રૂઉમા વધા–ઘટી થાય. અનાજ, ઘી, તેલ, ગોળ, ખાંડમાં તેજી થાય.

**સુદ ૧ ગુરૂવારી** હોય તો–દિવસ ૧૫ માં ચાંદીમાં મંદી થાય. અને રૂઉમાં તેજી થાય.

**સુદ ૧ શુકરવારી** હોય તો–રૂઉમાં ટકા ૮–૧૦ ની તેજી થાય.

**સુદ ૧ શુકરવારી**–થોડી ઘડીની હોય અને તે દિવસે બીજ ઉગે તો–રૂઉના ભાવ તેજી થાય.

**સુદ ૧ શુકરવારી** હોય અને તે દિવસે બીજ ઉગે અને સુદ ૧૫ શુકરવારી હોય તો–રૂઉમાં મંદી થાય.

**સુદ ૧ શનીવારી** હોય અને **સુદ ૧૦ રવીવારી** હોય તો–રૂઉ, અનાજમાં તેજી થાય.

**સુદ ૧ ને સુદ ૧૫ શનીવારી** હોય તો–રૂઉમાં ૨૦ ૨૫ ટકાની મંદી થાય. અને તેમાં તે દિવસે રોહણી નક્ષેત્ર હોય તો–રૂઉમાં ૫૦ ટકાની મંદી થાય છે.

સુદ ૧ **શનીવારી** અને ચિત્રા નક્ષેત્ર સહીત હોય તો–રૂઉમાં થોડી મંદી થાય. તે દિવસે જ ૪–૫ ટકા ઘટે.

**સુદ ૧ શનીવારી** હોય તો–રૂઉમાં મંદી થાય. અનાજમાં તેજી થાય.

સુદ ૧ **ના** દિવસે ચંદ્રમાં વ્રશ્રીકના હોય અને તે માસમાં વ્રશ્રીક સંક્રાત્રી હોય તો–રૂઉમાં મંદી થાય છે.

**સુદ ૧ ના** નક્ષેત્રની ઘડીથી સુદ ૧૫ ની ઘડી વધારે હોય તો–તે પક્ષમાં રૂઉમાં ભાવ વધે અને ઓછી ઘડીની હોય તો તે પક્ષમાં રૂઉના ભાવ ઘટે.

**સુદ ૧ શનીવારી,** સુદ ૨ શુકરવારી, સુદ ૩ ગુરૂવારી સુદ ૪ બુધવારી, સુદ ૫ મંગળવારી, સુદ ૬ સોમવારી સુદ ૭ રવીવારી, આ પ્રમાણે જે દિવસે તિથિ વાર આવે તો–તે દિવસે શીચર તેજી આવે અને રૂઉના ભાવ પણ વધે,

સુદ ૨ **રવી** કે સોમવારી હોય તો–રૂઉમાં તેજી થાય,

સુદ ૨ **સોમ**વારી ઉગે તો (ચંદ્રદર્શન થાય તો) દિવસ ૧૫ માં રૂઉમાં ટકા ૧૫–૨૦ ની તેજી થાય.

સુદ ૨ **બુધ**વારી સુદ ૬ રવીવારી સુદ ૧૦ ગુરૂવારી–હોય તો રૂઉ અને ઘીના ભાવ તેજી થાય.

સુદ ૨ **મંગળવારી** હોય તો–રૂઉમાં તેજી થાય.

સુદ ૨ **બુધવારી** હોય તો–રૂઉમાં તેજી થાય. પણ દિવસ ૮ પછી વેચવું.

સુદ ૨ ને સુદ ૧૫ શુકરવારી હોય તો–રૂઉમાં તેજી થાય.

સુદ ૨ **શુકર**વારી અને સુદ ૧૦ રવીવારી હોય–તો રૂઉના ભાવ વધે.

**ગુરૂવારી તિથિનો ક્ષય** હોય અને સુદ ૧ તથા સુદ ૧૦ શુકરવારી હોય તો–રૂઉમાં ટકા ૨૦–૨૫ ની તેજી થાય.

**સુદ ૨ શનીવારી** ઉગે તો (ચંદ્રદર્શન થાય તો) રૂના ભાવ તેજી થાય.

**સુદ ૫ મંગળવારી** હોય તો—**દિવસ ૮ માં ચાંદીમાં ટકા ૧-૨ ની તેજી થાય.**

**સુદ ૪ સોમ,** મંગળ, કે શનીવાર હોય તો—રૂમાં તેજી થાય.

**સુદ ૬ રવીવારી** હોય તો—અનાજમાં તેજી થાય. રૂ, સુતર, કપાસ, ચોખા, ઘીના ભાવ તેજી થાય.

**સુદ ૬ ઓછી ઘડીની હોય તો**—રૂના ભાવમાં તેજી થાય.

**સુદ ૬ સોમ,** મંગળવારી હોય તો—ગોળ, ઘઉં, અળશી, વગેરે રાતી વસ્તુઓમાં તેજી થાય.

સુદ ૬ **બુધ શનીવારી** હોય તો—એક માસમાં અનાજમાં તેજી થાય.

**સુદ ૬ ગુરૂ,** શુકરવારી હોય તો—સરવે ચીજો એક માસમાં તેજી થાય.

સુદ ૬ ગુરૂવારી અને સુદ ૧૦ રવીવારી હોય તો—રૂમાં તેજી થાય. અને બંને તિથિઓ ૪૫ ઘડી ઉપરાંતની આખી હોય તો—રૂના ભાવ એકદમ તેજી થાય. અને સુદ ૧૦ વધારે ઘડીની હોય તો—રસ-કસ ઘી, મોંઘા થાય,

**સુદ ૬ શનીવારી** હોય તો—ઘઉંના ભાવ તેજી થાય.

સુદ ૬ કે **સુદ ૧૦ રવીવારી** હોય તો—રૂના ભાવ તેજી થાય.

**સુદ ૬ ના રોજે** ચાંદીમાં તેજી થાય તો—દિવસ ૮ માં ચાંદીમાં તેજી થાય. સુદ ૧૫ સુધી ચાંદીમાં તેજી રહે છે.

**સુદ ૬ ના રોજે** ચાંદીમાં મંદી થાય તો—દિવસ ૮ માં ટકા ૧-૨ ની મંદી થાય. **સુદ** ૧૫ સુધી—ચાંદીમાં મંદી રહે છે.

**સુદ ૬ રવીવારી** અને **સુદ ૧૦ ગુરૂવારી** હોય તો—ગુરૂવારથી રૂમાં તેજી થાય

**સુદ ૭ સોમ**વારી અને સુદ ૧૩ શનીવારી હોય તો—અનાજમાં તેજી થાય અને ચોમાસામાં હોય તો—વરસાદની ખેંચ હોય.

**સુદ ૭ ગુરૂ**વારી હોય તો—સુદ ૧ થી સુદ ૧૦ સુધીમાં—રૂઉના ભાવ તેજી થાય.

**સુદ ૮ બુધ**વારી હોય તો—એક પખવાડીયામાં અનાજમાં વધા—ઘટી થાય.

**સુદ ૧૦ રવી**વારી હોય તો—શુદીમાં રૂઉ અને ઘીના ભાવ વધે બે દિવસમાં રૂઉમાં તેજી થાય.

**સુદ ૧૦ રવી**વારી અને મૂળ નક્ષત્ર હોય તો—રૂઉના ભાવ તેજી થાય.

**સુદ ૧૦ શની**વારી હોય તો—રૂઉના ભાવ તેજી થાય.

**ગુરૂવારી તિથિનો ક્ષય** હોય અને સુદ ૧૦ શુકરવારી હોય તો—રૂઉમાં ટકા ૨૦—૨૫ ટકા ની તેજી થાય.

**દશમને ગુરૂ**વાર અને ધનીષ્ઠા નક્ષત્ર હોય અને તે બીજા દિવસ સુધી રહે તો—રૂઉમાં ટકા ૧૦ ની તેજી થાય. સાથે ધ્રુવ યોગ હોય તો—ટકા ૧૦૦ વધે.

**સુદ ૧૦ મંગળ**વારી હોય તો—રૂઉના ભાવ વધે.

**સુદ ૧૧ શુકર**વારી હોય તો—રૂઉમાં મંદી થાય.

કોઇપણ મહિનાની ૧૬ સોમવારી હોય અને તે દિવસે વૈધૃતી કે વ્યતિપાત યોગ હોય તો—રૂઉમાં ૧૫—૨૦ ટકા ઘટે.

**સુદ ૧૨ કે વદી** ૨ શુક્રવારી હોય તો—દિવસ ૩ માં રૂઉમાં ટકા ૧૦—૨૦ ની મંદી થાય.

**બે બારસો આવે તો—રૂઉમાં ૪૦ ટકા વધે.**

**સુદ ૧૪ ની ઘડીથી સુદ** ૧૫ ની ઘડી વધારે હોય તો—રૂઉ અને ઘીમાં મંદી થાય.

**સુદ** ૧૪ ની **ઘડીથી સુદ ૧૫ની** ઘડી ઓછી હોય તો—રૂઉ અને ઘીમાં તેજી થાય.

**સુદ ૧૫ ઘડી** ૫-૧૦ સુધીની હોય તો-રૂઉના ભાવ તેજી **થાય.**

**સુદ ૧૫ ની ઘડી** ૩૦ ઉપરની હોય તો-રૂઉના ભાવ મંદી થાય.

**સુદ ૧૫ રવીવારી** હોય તો-દિવસ ૧૦ માં રૂઉમાં વધા-ઘટી થાય. અળશીમાં મંદી થાય, અનાજ અને સરસવમાં તેજી થાય.

**સુદ ૧૫ સોમવારી** હોય અને તે પક્ષમાં તિથિનો ક્ષય હોય અને શની વક્રી હોય તો-રૂઉમાં તેજી થાય છે,

**સુદ ૧૫ સોમવારી** હોય અને તે દિવસે વૈધ્રૃતી કે વ્યતીપાત યોગ હોય તો-રૂઉમાં ટકા ૧૫ ઘટે.

**સુદ ૧૫ મંગળવારી** હોય તો-રૂઉમાં તેજી થાય અને બીજી સરવે ચીજોમાં મંદી થાય. આ માસમાં રૂઉમાં તેજી થાય

**સુદ ૧૫ બુધવારી** હોય તો-અળશીમાં તેજી થાય.

**સુદ ૧૫ ગુરૂવારી** હોય તો-ઘી, તલ, તેલમાં તેજી થાય.

**સુદ ૧૫ શુક્રવારી** હોય તો-રૂઉમાં મંદી થાય, મિલોના શેરોમાં ચાંદી, અને અનાજમાં તેજી થાય.

**સુદ ૧૫ શનીવારી** હોય તો-રૂઉમાં બહુ વધા ઘટી થઇને મંદી થાય. શેરોમાં તેજી થાય. બીજી સરવે ચીજોમાં તેજી થાય. રૂઉમાં પ્રાયે એક માસમાં મંદી કરે છે.

**સુદ ૧૫ ના દિવસે** સ્વાતિ, પુનર્વસુ, શ્રવણ, ધનીષ્ટા, એ નક્ષેત્રમાંનું કોઈ પણ નક્ષેત્ર હોય તો-ઘી, તેલ, ગોળ, ખાંડમાં તેજી થાય.

**સુદ ૧૫ ની ઘડી** તે દિવસના નક્ષેત્રની ઘડીથી ઓછી હોય તો-અનાજમાં મંદી થાય. અને વધારે ઘડીની હોય તો અનાજમાં તેજી થાય.

**સુદ ૧૫ ના દિવસે** વરસાદ થાવ તો-તે માસમાં ઘઉં. ઘી, અનાજમાં તેજી થાય.

**સુદ ૧૫ વધારે ઘડીની** હોય અને વદ ૦)) ઓછી ઘડીની

હોય તો-રૂઉમાં તેજી થાય, તે મહિનામાં રૂઉના ભાવ વધે. ઘીના ભાવ તેજી થાય.

**સુદ ૧૫ ઓછી ઘડીની** હોય અને વદ ૦)) વધારે ઘડીની હોય તો-રૂઉમાં મંદી થાય અને તે માસમાં રૂઉના ભાવ ઘટે.

**સુદ ૧૫ થી વદ** ૦)) વધારે ઘડીની હોયતો-ઘી, તેલ, ગોળ, ખાંડમાં તેજી થાય.

**સુદ ૧૫ ના નક્ષેત્રની ઘડીથી** વદ ૦)) ના નક્ષેત્રની ઘડી વધારે હોયતો-ઘી, તેલ, અનાજમાં તેજી થાય,

**સુદ ૧૫ ને વદ ૦)) સોમ**વારી હોય-તેના વચ્ચેના દિવસોમાં શની વક્રી થયો હોયતો-અને તેમાં પણ તિથિનો ક્ષય હોયતો રૂઉના ભાવ વધે.

**વદ ૧ બુધ**વારી હોય તો-**ચાં**દીમાં વધા-ઘટી થાય. યા મંદી થાય.

**વદ ૨ રવી**વારી હોય તો-રૂઉમાં ટકા ૧૦ દશની તેજી થાય.

**વદ ૨ બુધ** વદ ૬ રવી **અને** વદ ૧૦ ગુરૂવારી હોય તો- રૂઉમાં મંદી થાય.

**વદ ૬ ઓછી ઘડીની** એટલે ઘડી ૨-૫ ની હોય તો-રૂઉમાં ટકા ૩૦) ની મંદી થાય.

**વદ ૬ રવી**વારી હોય તો-રૂઉના ભાવ તેજી થાય. દિવસ ૧૫ માં અનાજ અને ઘીના ભાવ વધે.

**વદ ૬ રવી**વારી અને વદ ૧૦ ગુરૂવારી હોય તો-રૂઉના ભાવ મંદી થાય. અને ઘીના ભાવ તેજી થાય.

**વદ ૬ ગુરૂ**વારી હોય તો- રૂઉમાં ટકા ૧૦-૧૫ વધે.

**વદ ૯-૧૦-૧૧-** એ દિવસોમાં રૂઉમાં તેજી થાય તો-વદ-૧૨-૧૩ માં મંદી થાય.

વદ ૧૦ રવીવારી હોય તો—રૂઉમાં મંદી થાય. ઘઉં, ઘીના ભાવ તેજી થાય.

વદ ૧૦ મંગળવારી હોય તો—ગોળના ભાવ તેજી થાય.

વદ ૧૪ રવીવારી હોય તો—અનાજના ભાવ તેજી થાય.

વદ ૧૪—૦)) ના દિવસે રૂઉના ભાવ વધે તો—ત્યાર પછીના દિવસ ૧૫ માં રૂઉના ભાવ મંદી થાય.

વદ ૧૪—૦)) ના દિવસે રૂઉના ભાવ ઘટે તો—ત્યાર પછીના દિવસ ૧૫ માં રૂઉંના ભાવ તેજી થાય.

વદ ૧૪ થી વદ ૦)) વધારે ઘડીની હોય તો—રૂઉના ભાવ તેજી થાય અને ઓછી ઘડીની હોય તો—રૂઉના ભાવ મંદી થાય.

વદ ૦)) ઘડી ૧૪ થી ઓછી ઘડીની હોય તો—રૂઉ, કપાસ, તલના ભાવ તેજી થાય. અને જો વધારે હોય તો—રૂઉ, કપાસ, તલના ભાવ મંદી થાય.

વદ ૦)) ઓછી ઘડીની હોય તો—આવતા પક્ષમાં રૂઉના ભાવ તેજી થાય.

વદ ૧૪ ઉપર વદ ૦)) હોય તો—રૂઉમાં ટકા ૧૦ વધે.

વદ ૦)) ઘડી ૩૦ ની અંદરની હોય અને ઉપર એકમ હોય તો—રૂઉમાં ટકા ૧૦ ઘટે

વદ ૦)) રવીવારી એવા રીતની હોય કે વદ ૧૪ ઉપર વદ ૦)) રવીવારી આવતી હોય તો—રૂઉમાં ટકા ૧૦ વધે.

રવીવારી તિથિનો ક્ષય હોય અને વદ ૦)) સોમવારી હોય તો—રૂઉમાં ટકા ૩૦ ની મંદી થાય.

વદ ૦)) રવીવારી હોય તો—રૂઉ, ચાંદીમાં મંદી થાય, ઘીના ભાવ વધે અને બીજી સરવે ચીજોમાં મંદી થાય.

વદ ૦)) સોમવારી ઘડી ૧૦—૨૦ની એટલે ઓછી ઘડીની હોય તો—રૂઉમાં ટકા ૩૦)ની મંદી થાય.

વદ ૦)) **સોમવારી હોય તો**–રૂઉમાં ૧૫–૨૦ ટકાની મંદી થાય, ચાંદીમાં ટકા ૨–૩ની મંદી થાય, સુતર, કાપડ, વીગેરે સફેદ ચીજોમાં પણ મંદી થાય છે. ચાંદીમાં કેટલાક દિવસ પહેલાં અથવા પછી પણ મંદી થાય છે.

વદ ૦)) **રવી, મંગળવારી** હોય તો–રૂઉ કપાસની મંદી થાય.

વદ ૦)) **સોમવારી** હોય અને તે દિવસે કર્કનો ચંદ્રમા હોય તો– રૂઉમાં ટકા ૨૫–૩૦ ની તેજી થાય.

વદ ૦)) **સોમ, બુધ, ગુરૂ, શુક્રવારી** હોય તો–રૂઉમાં ટકા ૮–૧૦ ની મંદી થાય છે.

વદ ૦)) **મંગળવારી** હોય તો–રૂઉ, ચાંદી, અળશીમાં વધા–ઘટી થાય. અનાજ વીગેરે દરેક ચીજના ભાવમાં તેજી થાય.

વદ ૦)) **બુધવારી** હોય તો–અનાજમાં મંદી થાય.

વદ ૦)) **ગુરૂવારી** હોય તો–દિવસ ૧૦ માં રૂઉમાં થોડી મંદી થાય.

વદ ૦)) **શુક્રવારી** હોય તો–રૂઉમાં વધારે વધા–ઘટી થાય. **ચાંદીમાં તેજી થાય.**

વદ ૦)) **શનીવારી** હોય તો–રૂઉમાં વધા ઘટી થઇને તેજી ટકા ૨૦ની થાય. ચાંદી અનાજમાં તેજી થાય. પણ તે દિવસે મૂળ નક્ષેત્ર હોય તો–અનાજમાં મંદી થાય.

વદ ૦)) **શની, રવી,** કે **મંગળવારી** હોય તો–અનાજનો સંગ્રહ કરવાથી લાભ મળે.

વદ ૦)) **ના દીવસે** ચંદ્રમાનો ઉદય કે અસ્ત થાય તો–તે માસમાં અનાજના ભાવ તેજી થાય.



# તિથિ ક્ષય અને વૃદ્ધિનું ફળ.



કોઈ પણ માસમાં કોઈ પણ તિથિ ઘટતી (ક્ષય) હોય અથવા કોઈ પણ તિથિ (વૃદ્ધિ) હોય તેનું ફળ નીચે પ્રમાણે.

**સુદમાં** ૧૬ દિવસનું પખવાડીઉં આવે તો–**ચાંદીમાં મંદી** થાય

**સુદમાં કે વદમાં ૧૩ દિવસનું પખવાડીયું આવે તો** દુનિયામાં મોટી લડાઈ થાય, પ્રજામાં રોગ ફાટી નિકળે, વિગેરે અનેક પ્રકારના ઉપદ્રવો હોય, અનાજ આદિની મોંઘવારી હોય, અને ભાવો વધે

**જે માસમાં બે તિથિ વધે તો**–ઘી, તેલના ભાવમાં મંદી થાય

**જે માસમાં બે તિથિ ઘટે તો**–ઘી, તેલના ભાવમાં તેજી થાય.

**સુદમાં તિથિ વધતી** હોય અને વદમાં તિથિ ઘટતી હોય તો– રૂઉના ભાવ સુદી પક્ષમાં તેજી થાય અને વદી પક્ષમાં મંદી થાય.

**સુદમાં તિથિ ઘટતી હોય** અને વદમાં તિથિ વધતી હોય તો રૂઉના ભાવ સુદી પક્ષમાં મંદી થાય. અને વદી પક્ષમાં તેજી થાય.

**સુદમાં તિથિ વધતી હોય તો**–દિવસ ૩ માં ચાંદીમાં મંદી થાય રૂઉમાં ટકા ૮–૧૦ ની મંદી થાય.

**સુદમાં તિથિ ઘટતી હોય તો**–દિવસ ૩ માં ચાંદી તેજી થાય. અને રૂઉમાં તેજી હોય.

કોઇ પણ **રવી**વારી તિથિનો ક્ષય હોય તો–રૂઉંમાં મંદી થાય.

**કોઈ પણ** સોમવારી તિથિની વૃદ્ધિ હોય તો–રૂઉમાં ટકા ૧૦ ૧૫ ની તેજી થાય.

**સુદ** ૧ **બે** હોય તો–રૂઉમાં ટકા ૧૫ ની તેજી થાય.

**સુદ** ૧–૫–૧૪ **વધે તો**–સુભીક્ષ થાય અનાજ સસ્તા થાય.

**સુદ ૧-૫-૧૪ ઘટે તો**-દુર્ભીક્ષ થાય. અનાજ મોંઘા થાય.

**સુદ ૩ યા ૪ નો ક્ષય થાય તો**-મગ અને ઘી મોંઘા થાય.

**સુદ ૩ નો ક્ષય** હોય તો-દિવસ ૧૦ માં રૂઉમાં મંદી થાય.

સુદ ૩ **ની વૃદ્ધિ** હોય તો-દિવસ ૧૦ માં રૂઉમાં તેજી થાય.

સુદ ૬ **નો ક્ષય** હોય તો-રૂઉના ભાવ મંદી થાય.

**આઠમની તિથિનો ક્ષય** હોય અને મંગળ રાસી બદલે તો રૂઉમાં ૨૦ ટકાની મંદી થાય. અને શની-ગુરૂ આ જોગમાં વક્રી થતાં હોય તો-રૂઉમાં ટકા ૪૦ થી ૫૦ ટકા ઘટે.

સુદી ૯ નો **ક્ષય** હોય તો-**રૂઉમાં ટકા ૮-૧૦ ની તેજી થાય**

**સુદી ૧૦ ને ક્ષય** હોય તો-ઘીના ભાવ તેજી થાય, પોશ, માહ અને ભાદરવા માસમાં ૧૦ નો ક્ષય હોય તો ઘીના ભાવ વધારે વધે.

**સુદ** ૧૦ થી **સુદ** ૧૫ સુધીમાં કોઈ પણ તિથિ ઘટે તે-તે માસમાં રૂઉના ભાવ ઘટે.

સુદ ૧૦ **થી સુદ** ૧૫ સુધીમાં કોઈ પણ તિથિ વધે તો-તે માસમાં રૂઉના ભાવ વધે.

**સુદ** ૧૧ વધે તો-ઘીના ભાવ મંદી થાય. રૂઉના ભાવ વધે.

**સુદ** ૧૧-૧૨-૧૩ એમાંની કોઈ તિથિ ઘટે તો-ઘીના ભાવ વધે.

સુદ ૧૪ નો **ક્ષય** હોય તો-રૂઉમાં મંદી થાય. રૂઉ, ચોખામાં મોટી મંદી થાય.

સુદ ૧૪ નો **ક્ષય** હોય અને તે દિવસે ગ્રહણ હોય તો-રૂઉમાં ટકા ૫૦-૧૦૦ ની મંદી થાય છે.

**સુદ** ૧૪ નો ક્ષય હોય અને પુનમનું ગ્રહણ હોય તો-રૂઉમાં ટકા ૫૦ જરૂર ઘટે.

**શુદ** ૧૩ થોડી-ઘડીની હોય અને તે ઉપર ચૌદસનો ક્ષય હોય

અને પછી પુનમની પાછલી રાતનું ગ્રહણુ થઇ ઘેરાએલું આથમે તો રૂઉમાં ટકા ૧૦૦ ની મંદી થાય છે.

**સુદ ૧૪ કે ૧૫ નો ક્ષય** હોય તો-ત્યાર પછીના દિવસ ૧૫માં રૂઉના ભાવ વધે અને એમાંથી કોઈ તિથિ વધે તો-ત્યાર પછીના ૧૫ દિવસમાં રૂઉના ભાવ ઘટે.

**સુદ ૧૫ નો ક્ષય** હોય તો-રૂઉના ભાવ મંદી થાય. ઘઉં, ચોખા, ઘી, તેલના ભાવ તેજી થાય.

સુદ ૧૫ ની **વૃદ્ધિ** હોય તો—એક માસમાં ઘઉં, ચોખા, ચાંદી, ઘી, અનાજમાં મંદી થાય.

**કોઇ પણુ તિથિની વૃદ્ધિ** હોય, અને તે દિવસે વ્યતિપાત કે વૈધ્રતિથિ યોગ હોય તો—રૂઉમાં મંદી કરે છે.

**કોઈ પણુ પક્ષની** ૧૦ કે ૧૩ ની તિથિનો **ક્ષય** હોય તો—ઘીમાં તેજી થાય છે.

**કોઇ પણુ ૮ ની તિથિનો ક્ષય** હોય—અને મંગળ રાસી બદલે તો રૂઉમાં ૨૦ ટકાની મંદી થાય.

**વાદમાં** ૧૪ **દિવસનું પખવાડીઉ** આવે તો—**ચાંદીમાં તેજી થાય.**

**વદમાં તિથિ** વધે તો—દિવસ ૩ માં રૂઉમાં ટકા ૮—૧૦ ની મંદી થાય અને ચાંદીમાં મંદી થાય. અનાજમાં, ઘીમાં તેજી થાય.

**વદમાં તિથિ** ઘટે તો—તે દિવસે રૂઉના ભાવ ઘટે પણ દિવસ ૩ માં રૂઉમાં ટકા ૮—૧૦ની તેજી થાય. ચાંદીમાં તેજી થાય, અનાજ, ઘીમાં મંદી થાય.

વદ ૬ **નો ક્ષય** હોય તો—**રૂમાં ટકા ૩૦ ની તેજી થાય.** રૂઉમાં એક માસની રૂખ તેજીની જાણવી.

વદ ૬ ઘટે પણુ તે બે ઘડીની અંદરની હોય તો—રૂઉમાં ૩૦ ટકાની મંદી થાય. અને બજાર વધારે તેજી હોય તો વધારે મંદી થાય.

**વદ ૬ બે હોય** તો–રૂઉમાં તેજી થાય.

**વદ ૧૦ નો ક્ષય** હોય તો–રૂઉ, ઘીના ભાવ તેજી થાય.

**વદ ૧૧, ૧૨, ૧૩** એમાંની કોઈ પણ તિથિ ઘટે તો–રૂઉંના ભાવ તે માસમાં તેજી થાય.

**વદ ૧૦ થી વદ ૦))** સુધીની કોઇ પણ તિથિ ઘટે–રૂઉના ભાવ તે માસમાં તેજી થાય.

**વદ ૧૦ થી વદ ૦))** સુધીની કોઇ પણ તિથિ વધે તો–રૂઉના ભાવ તે માસમાં મંદી થાય.

**વદમાં કોઈ પણ તિથિ ઘટે**–ત્યારે ત્રણ દિવસ પહેલા અને ત્રણ દિવસ પછી રૂઉમાં મંદી થાય.

**વદ ૦)) નો** ક્ષય હોય તો–રૂઉમાં ટકા ૩૦)) ની તેજી થાય.

**વદની ૦)) તિથિની વૃદ્ધિ** હોય તો–તે માસમાં રૂઉમાં મંદી થાય અને આવતા માસમાં રૂઉમાં તેજી થાય.

**માર્ચ માહનાની** ૨૨મી તારીખથી રૂઉમાં મંદી આવે છે અને તે લગભગ બે અઠવાડીયામાં આવે છે.

ગમે તે છઠનો ક્ષય હોય તો–રૂઉમાં તેજી થાય.



# નક્ષેત્ર અને વારનું ફળ.

**સુચના**—સૂર્યોદય વખતે જે નક્ષેત્ર હોય તે દિવસના વારનું જાણવું. નક્ષેત્રની જેટલી ઘડી હોય તે પ્રમાણમાં તેજી-મંદી જાણવી.

# રૂઉ ફીચરના દરરોજના વેપારીઓને તારવણી માટે ખાસ ઉપયોગી.

## અશ્વની નક્ષેત્રના વારનું ફળ.

**રવીવારે** હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

**સોમવારે** હોય તો-રૂઉમાં તેજી થઈને મંદી થાય.

**મંગળવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થઇને મંદી થાય,

**બુધવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

**ગુરૂવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

**શુક્રવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.

**શનીવારે** હોય તો-ફીચર મંદી આવે રૂઉમાં તેજી થાય.

## ભરણી નક્ષેત્રના વારનું ફળ.

**રવીવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય,

**સોમવારે** હોય તો-રૂઉમાં તેજી થઈ મંદી થાય.

**મંગળવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.

**બુધવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય

**ગુરૂવારે** હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.

**શુક્રવારે** હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

**શનીવારે** હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## કૃતીકા નક્ષેત્રના વારનું ફળ.

**રવી**વારે હોય તો—રીચર મંદી આવે. રૂઉમાં મદી થાય.
**સોમ**વારે હોય તો—રૂઉમાં તેજી થાય.
**મંગળ**વારે હોય તો—રીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
**બુધ**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**ગુરૂ**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**શુક્ર**વારે હોય તો—રીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
**શની**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.

## રોહીણી નક્ષેત્રના વારનું ફળ.

**રવી**વારે હોય તો—રીચર તેજી આવે, રૂઉમાં તેજી થાય.
**સોમ**વારે હોય તો—રૂઉમાં મંદી થાય.
**મંગળ**વારે હોય તો—રીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
**બુધ**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**ગુરૂ**વારે હોય તો—રીચર મંદી આવે રૂઉમાં મંદી થાય.
**શુક્ર**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**શની**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.

## મૃગસર નક્ષેત્રના વારનું ફળ.

**રવી**વારે હોય તો—રીચર તેજી આવે રૂઉમાં તેજી થાય.
**સોમ**વારે હોય તો—રૂઉમાં મંદી થાય.
**મંગળ**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
**બુધ**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**ગુરૂ**વારે હોય તો—રીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**શુક્ર**વારે હોય તો—રીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
**શની**વારે હોય તો—રીચર મંદી આવે. દૂઉમાં મંદી થાય.

## આદ્રા નક્ષત્રના વારનું ફળ

રવીવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## પુનવર્સુ નક્ષત્રના વારનું ફળ.

રવીવાર હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમા તેજી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## પુષ્પ નક્ષત્રના વારનું ફળ

રવીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## અશલેખા નક્ષત્રના વારનું ફળ.

રવીવારે હોય તો–ફીચર મંદી આવે રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર તેજી આવે રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## મઘા નક્ષત્રના વારનું ફળ.

રવીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## પૂર્વાફાલ્ગુની નક્ષત્રના વારનું ફળ.

રવીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં વધા–ઘટી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## ઉત્તરાફાલ્ગુની નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો-રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## હસ્ત નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
સોમવારે હોય તો-રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થઇ મંદી થાય.
બુધવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## ચીત્રા નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો-રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## સ્વાતિ નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો-રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
બુધવારે હોય તો-પીચર તેજી આવે. આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## વિશાખા નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો-રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## અનુરાધા નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો-રૂઉમાં તેજી થાય.
મંગળવારે હોય તો-પીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો-પીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શનીવારે હોય તો-પીચર મંદા આવે. રૂઉમાં મંદી પાય.

## જેષ્ટા નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો–ફીચર તેજી આવે રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થઈ તેજી થાય.
બુધવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમા તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉંમાં મંદી થાય.

## મૂળ નક્ષેત્રના વારનું ફળ

રવીવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉંમાં મંદી થાય.
શનિવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## પૂર્વાષાઢા નક્ષેત્રના વારનું ફળ.

રવીવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
શનિવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## ઉત્તરાષાઢા નક્ષેત્રના વારનું ફળ

**રવી**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**સોમ**વારે હોય તો–તેજી થઈ મંદી થાય.
**મંગળ**વારે હોય તો-ફીચર મંદી આવે. રૂઉમા મંદી થાય.
**બુધ**વારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉંમાં તેજી થાય.
**શુક્ર**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**શની**વારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## શ્રવણ નક્ષેત્રના વારનું ફળ

**રવી**વારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં તેજી થાય.
**સોમ**વારે હોય તો–રૂઉમાં મંદી થાય.
**મંગળ**વારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થઇ તેજી થાય.
**બુધ**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
**શુક્ર**વારે હોય તો–ફીચર મંદી આવે રૂઉમાં મંદી થાય.
**શની**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## ધનીષ્ટા નક્ષેત્રના વારનું ફળ

**રવી**વારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં વધ–ઘટ થાય.
**સોમ**વારે હોય તો–રૂઉમાં તેજી થાય.
**મંગળ**વારે હોય તો-ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**બુધ**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉંમાં તેજી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
**શુક્ર**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં મંદી થાય.
**શની**વારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## શતતારા નક્ષેત્રના વારનું ફળ

રવીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.

## પૂર્વા ભાદ્રપદ નક્ષેત્રના વારનું ફળ

રવીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## ઉત્તરા ભાદ્રપદ નક્ષેત્રના વારનું ફળ

રવીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
સોમવારે હોય તો–રૂઉમાં મંદી થાય.
મંગળવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
બુધવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.
ગુરૂવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શુકરવારે હોય તો–ફીચર તેજી આવે. રૂઉમાં તેજી થાય.
શનીવારે હોય તો–ફીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

## રેવતી નક્ષેત્રના વારનું ફળ

**રવીવારે** હોય તો–રૂીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

**સોમવારે હોય** તો–રૂઉમાં તેજી થાય.

**મંગળવારે** હોય તો–રૂીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

**બુધવારે** હોય તો–રૂીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

**ગુરૂવારે** હોય તો–રૂીચર મંદી આવે. રૂઉમાં તેજી થઇ મંદી થાય.

**શુક્રવારે** હોય તો–રૂીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

**શનીવારે** હોય તો–રૂીચર મંદી આવે. રૂઉમાં મંદી થાય.

---

**રવીવારે** રેવતી નક્ષેત્ર હોય તો–રૂઉમાં ટકા ૧૦ની તેજી કરે છે.

---

**ધનીષ્ટા** નક્ષેત્ર ૧૦ ને ગુરૂવારના રોજે હોય અને તે બીજા દિવસ સુધી રહે તો–રૂઉમાં ટકા ૧૦ની તેજી કરે છે.

**ધનીષ્ટા** નક્ષેત્ર રવીવારના પહેલા ભાગમાં લાગે તો–રૂઉમાં એકદમ ૧૦–૨૦ ટકાની તેજી હોય–કદી પાંચ દિવસ પછી પણ થાય છે.

**કૃતિકા** નક્ષેત્રના દિવસે-રૂઉમાં મંદી થાય છે.

**પુષ્પ** નક્ષેત્રના દિવસે-રૂઉમાં મંદી થાય છે,

જે દીવસે દનિયા નક્ષેત્રનો ક્ષય આવે.–મોંડું આવે તે દિવસે રૂઉમાં તેજી થાય.

**રવીવારે** મૂળ નક્ષેત્ર હોય–અને તે દિવસે વૈધૃતી કે વ્યતિપાત યોગ હોય તો–રૂઉમાં ૧૦–૧૫ ટકાની તેજી થાય.



# સુદ બીજના ચંદ્રદર્શનનું ફળ.

સુદ **બીજના ચંદ્રમાં**-ઉગે તેનું પાંખડું ઉત્તર દીશા તરફનું ઉંચું હોય તો-રૂઉના ભાવ તેજી થાય. અને દક્ષિણ દીશા તરફનું ઉંચું હોય તો-રૂઉના ભાવ મંદી થાય. સરખું હોય તો-રૂઉના ભાવ સાધારણ રહે.

**ચંદ્રમાં** ઊગતી વખતે ચંદ્રમાંનો રંગ રતાશ ઉપરનો હોય તો રૂઉમાં તેજી થાય. અને ફીકા રંગનો ચંદ્રમાં હોય તો-રૂઉમાં મંદી થાય.

**ચંદ્રમાં** ઊગતી વખતે તેની સામી બાજુએ સૂર્ય આથમે એટલે સૂર્ય-ચંદ્રની સામસામી એક ધુસરી (લાઈન) થાય તો રૂઉમાં તેજી થાય.

**ચંદ્રમાં**-ઊભા ઉગે તો-રૂઉમાં મંદી થાય. આડા ઉગે તો-રૂઉમાં તેજી થાય.

## ચંદ્રદર્શનના વારનું ફળ.

**રવીવારે**. ચંદ્રદર્શન થાય તો-રૂઉમાં મોટી વધા-ઘટી થાય. મંદી થઈને તેજી થાય. દિવસ ૧૫ માં ઘી, ગોળ, ખાંડ, તલ, તેલ, અળશી, સરસવમાં તેજી થાય. અનાજ રૂઉમાં-૫૦-૬૦ ટકાની તે માસમાં મંદી થાય છે.

**સોમવારે**-ચંદ્રદર્શન થાય તો-દીવસ ૧૫ માં રૂઉમાં તેજી થાય. સોના, ચાંદીમાં મંદી થાય. એક માસમાં રૂઉમાં-૫૦-૬૦ ટકાની વધા-ઘટી થાય. મગ, મઠ, ચણા, વીગેરે કઠોળ તથા અનાજમાં તેજી થાય.

**મંગળવારે**-ચંદ્રદર્શન થાય તો-રૂઉમાં પ્રથમ મંદી થઇને તેજી થાય. ચાંદીમાં વધા-ઘટી થઇને મંદી થાય. રૂઉ, સુતર, અળશી, ઘઉં, અનાજ અને ધોળી વસ્તુઓમાં તેજી થાય.

**બુધવારે**-ચંદ્રદર્શન થાય તો-રૂઉમાં ૨૦-૩૦ ટકાની, ચાંદીમાં

ટકા ૧-૨ ની વધા-ઘટી થઇને મંદી થાય. અળશીમાં તેજી થાય. ગોળ, ખાંડ સાકર અને ધોળી વસ્તુઓમાં એક માસમાં મંદી થાય.

ગુરૂવારે-ચંદ્રદર્શન થાય તો-રૂઉમાં પ્રથમ મંદી થઇને તેજી થાય. ગોળ, ખાંડમાં મંદી થાય. દિવસ ૧૫ માં રૂઉ, કપાસ સુતર, કાપડ, રેશમી અને ઉનના વસ્ત્રમાં, ઘી, તેલમાં તેજી થાય. ચાંદીમાં વધા-ઘટી થાય.

શુક્રવારે-ચંદ્રદર્શન થાય તો-રૂઉમાં વધા-ઘટી થઇને ૩૦-૪૦ ટકાની તેજી થાય અને વદમાં મંદી થાય. ચાંદીમાં વધા-ઘટી થઇને ૧-૨ ટકાની તેજી થાય. ચોખા, ચણા, અડદ, અનાજ, તલમાં તેજી થાય, ઉનના ટકા ૧૫-૨૦ ની મંદી થાય. સોનામાં ટકા ૦।। ની તેજી થાય.

કારતક માસથી વૈશાખ માસ સુધી જે માસ શુક્રવારો બેસે તેજ દિવસે બીજ ઉગે તો-રૂઉના ભાવ એક માસ તેજી રહે.

શનીવારે ચંદ્ર દર્શન થાય તો-રૂઉ, ચાંદી, અળશીમાં તેજી થાય. સોના, ચાંદી, ઘી, તેલમાં મંદી થાય.

જે માસમાં ચંદ્રદર્શન શની, રવી કે મંગળવારે હોય અને સુદ ૧૫ તેજ વારની હોય તો-રૂઉમાં તેજી થાય.

ચંદ્રદર્શનના દિવસે શેરના ભાવ તેજી થાય તો-સુદ ૧૫ સુધી શેરના ભાવ તેજી અથવા મજબૂત રહે.

## ચંદ્રદર્શનની રાશીનું ફળ.

**મેષ રાશીમાં** ચંદ્રદર્શન થાય તો-રૂઉ, અળશી, ઘઉં, જવ, ચણા અનાજમાં તેજી થાય.

**વૃષભ રાશીમાં** ચંદ્રદર્શન થાય તો-અડદ, તલ, અને હલકા પ્રકારના અનાજમાં તેજી થાય.

**મીથુન રાશીમાં** ચંદ્રદર્શન થાય તો-રૂઉ, સુતર, કપાસ, અને અનાજ આદિમાં તેજી થાય.

**કર્ક રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-અનાવૃષ્ટિ થાય.

**સિંહ રાશીમાં** -ચંદ્રદર્શન થાય તો-અનાજના ભાવ તેજ થાય.

**કન્યા રાશીમાં**- ચંદ્રદર્શન થાય તો-પશુઓનો નાશ થાય. રાજાઓમાં પરસ્પર વિરોધ હોય.

**તુલા રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-વેપારની વસ્તુઓમાં તેજી થાય.

**વ્રશ્ચિક રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-અનાજની ઉત્પતિ હોય.

**ધન રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-સુખાકારી હોય.

**મકર રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-શુભકારી હોય.

**કુંભ રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-ચણા, અડદ, તલના ભાવ તેજી થાય.

**મીન રાશીમાં**-ચંદ્રદર્શન થાય તો-રૂઉમાં પ્રથમ મંદી થાય.

**કુંભ કે મકર** રાશીમાં ચંદ્રમા ઉદય થાય અને વાદળાંમાં અસ્ત થાય તો-રૂઉમાં તેજી થાય.

## ચંદ્ર દર્શનના નક્ષેત્રનું ફળ

**અશ્વની** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો-અનાજમાં મંદી થાય. અને દક્ષિણ દીશાના દેશોમાં ઉત્પાત થાય.

**ભરણી** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો-દક્ષિણ દેશોમાં રાજ્યનો ઉપદ્રવ થાય. લોકોમાં કુસંપ હોય.

**કૃતીકા** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો-ઘઉં, ચણા, ચોખા, કઠોળ, તેલ, ગોળમાં તેજી થાય. લોકોમાં ભય ;અને દુઃખ હોય.

**રોહણી** નક્ષેત્રમાં ચંદ્ર ગર્શન થાય તો-મરકીનો ઉપદ્રવ હોય.

**મૃગસર** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–ધાન્યના ભાવ સાધારણ રહે. પૂર્વ દેશોમાં લડાઈ થાય,

**આદ્રા** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–અનાજ સસ્તા થાય. રસ–કસમાં તેજી થાય. રૂઉમાં તેજી થાય.

**પુનર્વસુ** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–લોકો સુખી થાય, અગ્નીનો ભય હોય.

**પુષ્પ** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–તાવ વીગેરે રોગોનો ઉપદ્રવ થાય.

**અશલેખા** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–અનાજ સસ્તાં થાય. રસ–કસના ભાવ સમાન રહે. પશુઓને પીડા, ધાડપાડુઓનો ઘણો ભય થાય.

**મઘા** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–અનાજના ભાવ સસ્તા થાય.

**પૂર્વાફાલ્ગુની** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય. તો–રૂઉમાં તેજી થાય. અનાજ સસ્તુ થાય ઘી, તેલ, ગોળ, કપાસમાં તેજી થાય.

**ઉત્તરા ફાલ્ગુની** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–રૂઉમાં તેજી થાય. અનાજ સસ્તા થાય, ઘી, તેલ, ગોળ, કપાસમાં તેજી થાય.

**હસ્ત** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–રૂઉમાં તેજી થાય અનાજનો સંગ્રહ કરવો ત્રણ માસ પછી તેમાં સારો લાભ મળે.

**ચીત્રા** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–રૂઉમાં તેજી થાય, અનાજ સસ્તા થાય. પશુઓને પીડા થાય. દક્ષિણ દેશોમાં ઉત્પાત થાય.

**સ્વાતિ** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–અનાજ સસ્તા થાય. રૂઉ. કપાસ, સુતર, કાપડમાં તેજી થાય.

**વિશાખા** નક્ષેત્રમાં ચંદ્ર દર્શન થાય તો–અનાજ સસ્તા થાય. ઘઉં, અળશી, ગોળ, વીગેરે રાતી વસ્તુઓમાં તેજી થાય.

**અનુરાધા** નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—સરવે જાતના અનાજ અને રસ-કસ સસ્તા થાય.

**જેષ્ટા** નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—અનાજ સસ્તા થાય.

**મૂળ** નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—અનાજ સસ્તા થાય. ઘી, તેલ, ગોળમાં તેજી થાય.

**પૂર્વાષાઢા** નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—અનાજ, રૂઉ, કપાસ, સુતર, કાપડ સસ્તા થાય.

**શ્રવણ** નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—અનાજમાં તેજી થાય. અને લોકો દુઃખી હોય.

**શતતારા** નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—ઘી, ગોળ, ખાંડ, વીગેરે રસકસમાં તેજી થાય.

**પૂર્વાભાદ્ર** પદ નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—અનાજ સસ્તા થાય. ઘી, તેલ, વીગેરે રસમાં તેજી થાય ધોળી ચીજોમાં તેજી થાય.

**ઉત્તરાભાદ્ર** પદ નક્ષત્રમાં ચંદ્ર દર્શન થાય તો—લોકો દુઃખી થાય.

**રેવતી** નક્ષત્રમાં ચંદ્રદર્શન થાય તો—અનાજમાં તેજી થાય. અને અઢી માસ પછી અનાજ સસ્તા થાય.

# સુદ ૧૫ ના ચંદ્રમાનું ફળ.

સુદ ૧૫ નો ચંદ્રમા રતાશ ઉપર ઉગે તો–રૂઉના ભાવ તેજી થાય. અને કાળાશ ઉપર ઉગે તો–રૂઉના ભાવ મંદી થાય.

સુદ ૧૫ ચંદ્રમાં ઉગતી વખતે એકમનો ભાગ હોય અને સૂર્ય તથા ચંદ્ર સામસામા જણાય તો–રૂઉનો ભાવ ઘણોજ વધે.

સુદ ૧૫ પુરી હોય, અને ચંદ્રમા રતાશ પડતો ઉગે તો–રૂઉના ભાવ વધશે. અને જો વાદળા હોય અથવા ચંદ્રમા ઝાંખાશ પડતો ઉગે તો–રૂઉના ભાવ ઘટશે.

સુદ ૧૫ ના રોજ ચંદ્રમાનું બીંબ નહાનું જણાય તો–રૂઉ તથા બીજી જણસોના ભાવ વધશે. અને ચંદ્રમાંનું બીંબ મોટું જણાય તો–રૂઉ તથા બીજી જણસોના ભાવ મંદી થશે.

# યોગના ફળનો વિચાર.

રવીવારે–વ્યતિપાત કે વૈધૃતી યોગ હોય તો–રૂઉમાં ટકા ૧૦ ની મંદી થાય છે.

રવીવાર સિવાય કોઈપણ વારે વૈધૃતી કે વ્યતિપાત યોગ હોય તે દિવસે રોહણી નક્ષેત્ર ને વૃષભના ચંદ્રમાં હોય તો–રૂઉના ભાવ ઘટે.

જે દિવસે–ઐન્દ, વ્યતિપાત કે વૈધૃતી યોગ હોય તે દિવસે શેરના ભાવ તેજી થાય.

તિથિની વૃદ્ધિ હોય અને તે દિવસે વ્યતિપાત કે વૈધૃતી યોગ હોય તો–રૂઉમાં મંદી કરે છે,

શુકમાં સોમ, મંગળ કે શનીવારના દિવસે યોગનો ક્ષય થાય તો–ઘીમાં સારી તેજી થાય. અને વદમાં થાય તો–ઘીમાં થોડી તેજી થાય.

એક માસમાં બે યોગ ઘટે તો–ઘીમાં તેજી થાય. અને બે યોગની વૃદ્ધિ થાય તો–ઘીમાં મંદી થાય.

જે દિવસે અમૃત સિદ્ધિ યોગ હોય તે દિવસે રૂઉમાં તેજી થાય છે.

# વીંછીડાનું ફળ.

**પ્રશ્રીકના ચંદ્રમાં**–થાય ત્યારથી અઢી દિવસનો વીંછીડો જાણવો.

**વીંછીડાના નક્ષેત્ર**–ના વીશાખા તે વીંછીડાનો આંકડો. આખું અનુરાધા તે વીંછીડાનું પેટ અને આખું જેષ્ટા નક્ષેત્ર તે વીંછીડાનું પુછડું જાણવું.

**વીંછીડો દિવસે** બેસે તો–રૂઉમાં તેજી કરે.

**વીંછીડો રાત્રે** બેસે તો–રૂઉમાં મંદી કરે.

**વીંછીડાને સુરજ** સાથે મિત્રાચારી હોય કે વીંછીડાને આંકડે ચંદ્ર હોય તો–રૂઉના ભાવ વધે.

**વીંછીડાને ચંદ્ર** સાથે મિત્રાચારી હોય કે વીંછીડાના મોઢા પાસે સૂર્ય હોય તો–રૂઉમાં મંદી થાય.

# પંચકનું ફળ.

**પંચક-ધનીષ્ટા** નક્ષેત્રનો અડધો ભાગ ગયા પછી શરૂ થાય છે એટલે તેમાં ાા ધનીષ્ટા, ૧. સતતારા, ૧. પૂર્વા ભાદ્રપદ, ૧. ઉત્તરા ભાદ્રપદ. ૧ રેવતી, એ પ્રમાણે નક્ષેત્ર આવે છે.

**પંચક-કુંભનો** ચંદ્રમાં બેસે ત્યારથી તે મીનનો ચંદ્રમાં ઉતરે ત્યાં સુધીના પાંચ દિવસોનું પંચક ગણાય છે.

**પંચકના**–પ્રથમના અઢી દિવસ રૂઉમાં તેજી થાય તો–પાછળના અઢી દિવસ રૂઉમાં મંદી થાય છે.

**પંચકના**–પ્રથમના અઢી દિવસમાં રૂઉમાં મંદી થાય તો–પાછળના અઢી દિવસ રૂઉમાં તેજી થાય છે.

પંચક-ગુરૂ કે શુક્રવારે બેસે તો-રૂઉમાં તેજી થાય છે.

પંચક-રવી, સોમ, બુધ, કે શનીવારે બેસે તો-રૂઉમાં મંદી થાય છે.

પંચક ૫૦ ઘડી પછી બેસે એટલે કુંભના ચંદ્રમાં ૫૦ ઘડી પછી બેસે અને મેષના ચંદ્રમાં રાત્રીએ બેસે તો-એક માસ સુધી શેર બજાર તેજી રહે છે.

પંચક ૪૫ ઘડી પછી બેસે એટલે કુંભના ચંદ્રમાં ૪૫ ઘડી પછી બેસે અને તેવીજ રીતે પંચક ઉતરે તો-એટલે મેષના ચંદ્રમાં ૪૫ ઘડી પછી ઉતરે તો-એક માસ સુધી રૂઉ, શેરમાં તેજી થાય છે.

ઉપર પ્રમાણેના સમયથી બીજા સમયે પંચક બેસે અને ઉતરે તો-રૂઉ, શેરમાં મંદી થાય છે. અને જો તે દિવસે શુક્રવાર હોય તો-દિવસ પાંચ રૂઉ, શેરમાં તેજી થઇને મંદી થાય છે.

પંચક બેસે તે દિવસે મૃત્યુ યોગ હોયતો-રૂઉમાં ૫-૭ ટકાની મંદી થાય.

પંચકમાં મંગળવારે તેજી થાય તો-શનીવારે પણ તેજી થાય છે.

પંચકમાં શનીવારે તેજી થાય તો-મંગળવારે પણ તેજી થાય છે.

પંચક બેસે તે દિવસથી અને પંચક ઉતરે તે દિવસના સુધીમાં ભાવ જો તેજી થયા હોય તો-એક માસ સુધી તેજી રહે. અને મંદી રહ્યા હોય તો-એક માસ મંદી રહે. પંચકમાં જે પ્રમાણે તેજી કે મંદી થોડી કે વધારે થઇ હોય તે પ્રમાણમાં એક માસમાં વધારે કે થોડી તેજી-મંદી થાય છે.

પંચક પછીના બીજા માસના પંચક સુધીમાં શુક્રવાર આવે તે દિવસે પંચકમાં થયા મુજબ તેજી યા મંદી થાય તો બુધવાર સુધી થાય છે અને. તે દિવસે પંચક પ્રમાણે તેજી મંદી ન થાય તો થોડી થાય છે.

# રૂઉની તેજી-મંદી જાણવાનું યંત્ર.

| | કૃતી. | રોહ. | મૃગ. | આદ્રા. | પુન. | પુષ્પ. | અશ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| ભરણી | | | | | | | | મઘા. |
| અશ્વની | | | | | | | | પૂ.-ફા. |
| રેવતી | | | | | | | | ઊ.-ફા. |
| ઊ. ભા. | | | | | | | | હસ્ત. |
| પૂ. ભા. | | | | | | | | ચીત્રા. |
| શતતારા | | | | | | | | સ્વાતી. |
| ધનીષ્ટા | | | | | | | | વિશાખા |
| | શ્રવ | અભી. | ઊ.-ષા. | પૂ. ષા. | મૂળ | જેષ્ટા. | અનુ. | |

**આ અઠાવીશ નક્ષેત્રના યંત્ર** ઉપર નીચે જણાવ્યા પ્રમાણે ગ્રહો ગોઠવી રૂઉની પંદર દિવસની તેજી-મંદી કાઢી જાણી શકાય છે.

જે **માસમાં**-પંદર દિવસનું સૂર્ય નક્ષેત્ર જે નક્ષેત્રનું હોય. તે નક્ષેત્ર યંત્રમાં જે ઠેકાણે જણાવેલ છે. તે ઉપર સૂર્ય મૂકવો.

**સૂર્યથી**-૧૨ માં નક્ષેત્ર ઉપર કેતુ મૂકવો.

**કેતુથી**-૧૭ માં નક્ષેત્ર ઉપર બુધ મૂકવો.

**બુધથી**-૪ થા નક્ષેત્ર ઉપર શુક્ર મૂકવો.

**શુક્રથી**-૧૪ માં નક્ષેત્ર ઉપર રાહુ મૂકવો.

**રાહુથી**–૧૮ માં નક્ષેત્ર ઉપર મંગળ મૂકવો.

**મંગળથી**–૧૩ માં નક્ષેત્ર ઉપર ગુરૂ મૂકવો.

**ગુરૂથી**–૧૦ માં નક્ષેત્ર ઉપર શની મૂકવો.

**શનીથી**–૧૫ માં નક્ષેત્ર ઉપર ચંદ્ર મૂકવો.

ઉપર પ્રમાણે ગ્રહો મૂકતાં ચંદ્ર અને કેતુ એક નક્ષેત્ર ઉપર આવે તો–ગ્રહો સાચી રીતે મુકાણા છે એમ જાણવું.

**પાંચ ક્રૂર ગ્રહો**–શની, મંગળ, સૂર્ય, રાહુ, કેતુ.

**ચાર શુભ ગ્રહો**–ચંદ્ર, બુધ, ગુરૂ, શુકર.

## આ યંત્ર ઉપરથી તેજી–મંદી જાણવાની રીત.

**ક્રૂર ગ્રહોનો**–વેદ્દ થાય તો–રૂઉના ભાવ તેજી થાય.

**શુભ ગ્રહોનો** વેદ્દ થાય તો–રૂઉના ભાવ મંદી થાય.

**ક્રુર અને શુભ ગ્રહોનો** વેદ્દ થાય તો–રૂઉના ભાવમાં થોડી વધ–ઘટ થાય.

**વેદ્દ** એટલે ગ્રહો ઉભા, આડા, કે ત્રાંસા સીધી લાઇને આવે તે વેદ્દ થયો કહેવાય.

**રૂઉના**–રોહણી. પુનવર્સુ, સ્વાતિ, મૂળ નક્ષેત્રો છે.

# નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

## અશ્વની નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**અશ્વની** નક્ષેત્રનો **સૂર્ય** થાય ત્યારે-રૂઉ, અળશી, તલ, તેલમાં તેજી થાય. રૂઉમાં મંદી થઇને તેજી થાય છે.

**અશ્વની** નક્ષેત્રનો **મંગળ** થાય ત્યારે-ચાંદીમાં મંદી થાય. જુવાર, બાજરી, ચણા, કઠોળ, વગેરે ધાન્યમાં તેજી થાય.

**અશ્વની** નક્ષેત્રનો **બુધ** થાય ત્યારે-ઘઉં, જવ, ચણા, અળશી આદિ ધાન્યમાં તેજી થાય. ઘી, ગોળ, ખાંડ વીગેરે રસ-કસમાં મંદી થાય.

**અશ્વની** નક્ષેત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય.

**અશ્વની** નક્ષેત્રનો **શુક્ર** થાય ત્યારે-દિવસ ૧૦ માં અળશીમાં મંદી થાય.

**અશ્વની** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-તલ, તેલ, ઘી, ઘઉં, ગોળ, ઘઉં, ચોખા, જુવાર, સરસવ, મરચા, લોખંડ, સુતરમાં તેજી થાય. એક માસ સુધી તેજી રહીને પછી મંદી થાય.

## ભરણી નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**ભરણી** નક્ષેત્રનો **સૂર્ય** થાય ત્યારે-રૂઉ, અળશીમાં મંદી થાય. સોના, ચાંદી, ત્રાંબા, પીત્તળના પતરા, વીગેરે ધાતુઓમાં તેજી થાય દિવસ ૧૪ માં હળદર, મરચાં, ચોખા, જવ, ચણા, મઠ, વીગેરે હલકા અનાજમાં તથા ગોળ, ઘીમાં તેજી થાય.

**ભરણી** નક્ષેત્રનો **મંગળ** થાય ત્યારે-રૂઉ, અનાજમાં તેજી થાય.

**ભરણી** નક્ષેત્રનો **બુધ** થાય ત્યારે-અનાજ વીગેરે ઘણી ચીજોમાં તેજી થાય.

**ભરણી** નક્ષેત્રનો **ગુરૂ** થાય ત્યારે-ચાંદી, સોનું વિગેરે ધાતુ, હીરા, મણી, આદી ઝવેરાત, અળશી, ચોખા, જવ, તલ, તુવેર, મઠ, ચણા, લાખ, ગળી, ચામડા. અને ઉનના ભાવ મંદી થાય.

**ભરણી** નક્ષેત્રનો **શુકર** થાય ત્યારે-**રૂઉમાં ૧૦ ટકાની તેજી થાય.** અળશી, મગ, અડદ, ઘી, તેલ, તલમાં મંદી થાય.

**ભરણી** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-પૂર્વ દીશામાં ભાઈ-ભાઈઓમાં લડાઇ થાય અને રાજાઓમાં અતિ ભય ફેલાય.

## કૃતીકા નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**કૃતીકા** નક્ષેત્રનો **સૂર્ય** થાય ત્યારે-દિવસ ૧૫ માં રૂઉ, સોનું, ચાંદી, અળશી, એરંડા, ઘઉં, જવ, ચણા, ચોખા, સરસવમાં તેજી થાય.

**કૃતીકા** નક્ષેત્રનો **મંગળ** થાય ત્યારે-દિવસ ૨૦ માં ઘઉંમાં તેજી થાય રૂઉમાં મંદી થાય.

**કૃતીકા** નક્ષેત્રનો **બુધ** થાય ત્યારે-વરસાદ થોડો વરસે અને અનાજની નીપજ થોડી હોય. રૂઉમાં તેજી થાય.

**કૃતીકા** નક્ષેત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉમાં મંદી થાય.

**કૃતીકા** નક્ષેત્રનો **શુકર** થાય ત્યારે-જવ, ચોખા, હીરા, મણી, મોતી આદિ ઝવેરાતમાં મંદી થાય.

**કૃતીકા** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-સોનું, ચાંદી, ત્રાંબુ મોંઘુ થાય. અનાજ સસ્તુ થાય. લાકડા ખરીદનારને ચોગણો લાભ થાય.

## રોહણી નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**રોહણી** નક્ષેત્રનો **સૂર્ય** થાય ત્યારે-રૂઉમાં ટકા ૧૦-૧૫ તેજી થાય. ચાંદીમાં ટકા ૨-૩ ની મંદી થાય. તલ, તેલ, એરંડા, અળશી સરસવ, ગોળ, ખાંડ ઘી, જુવાર, બાજરી, ઉન, અને ધાન્યમાં

તેજી થાય. દિવસ ૧૫માં સરસવના ભાવ તેજી થાય. સોપારી, મરચા, રાઈ, હીંગ, તલ, અને ખજુરના ભાવ તેજી થાય.

**રોહણી** નક્ષત્રનો **મંગળ** થાય ત્યારે-રૂઉ, કપાસ, સુતર, કાપડ અને શેરના ભાવમાં તેજી થાય.

**રોહણી** નક્ષત્રનો **બુધ** થાય ત્યારે-રૂઉ, કપાસ, સુતર તથા તલ, તેલના ભાવ તેજી થાય.

**રોહણી** નક્ષત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉમાં વધા-ઘટી થાય.

**રોહણી** નક્ષત્રનો **શુક્ર** થાય ત્યારે-ચાંદી. સોનું, વીગેરે દરેક ધાતુ અળશી, સરસવ, એરંડા, ઘી, તેલ, ગોળ, ખાંડ, અને સોપારી ઉનમાં મંદી થાય.

**રોહણી** નક્ષત્રનો **શની** થાય ત્યારે-રૂઉ, સુતર, કાપડમાં તેજી થાય.

## મૃગસર નક્ષત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**મૃગસર** નક્ષત્રનો **સુર્ય** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય, ચાંદી, અળશીમાં વધા-ઘટી થાય. અડદ, મગ, મઠ, બાજરીમાં તેજી થાય.

**મૃગસર** નક્ષત્રનો **મંગળ** થાય ત્યારે-કપાસ, અને તલના પાકનો નાશ થાય, એટલે તેની ખેતીને નુકશાન પહોંચે. રૂઉમાં મંદી થઈ ને તેજી થાય.

**મૃગસર** નક્ષત્રનો **બુધ** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય, ચાંદીમાં વધા-ઘટી થઇ ને મંદી થાય; વરસાદ ઘણો થાય. ધાન્ય ઘણા નીપજે અને સસ્તા થાય.

**મૃગસર** નક્ષત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય, અનાજમાં સાધારણ મંદી થાય.

**મૃગસર** નક્ષેત્રનો **શુક્ર** થાય ત્યારે-ઘઉં, ચણા, જુવારમાં મંદી થાય.

**મૃગસર** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-રૂઉ વીગેરે દરેક વાયદાના વેપારની વસ્તુઓમાં ઘણી વધ-ઘટી થાય.

## આદ્રા નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**આદ્રા** નક્ષેત્રનો **સુર્ય** થાય ત્યારે-રૂઉ, સુતર, કપાસ, અળશી, તેજી થાય. અળશી, એરંડા, રસ-કસ, સુતર, લોખંડના ભાવ તેજી થાય.

**આદ્રા** નક્ષેત્રનો **મંગળ** થાય ત્યારે-રૂઉ, સુતર, કપાસ, અળશી, એરંડા, રસ-કસ, અને દરેક અનાજ મોંઘુ થાય. પણ મંગળ સાથે સૂર્ય હોય તો એક મહિના સુધી સરવે અનાજ મોંઘા થાય. પછી સસ્તા થાય.

**આદ્રા** નક્ષેત્રનો **બુધ** થાય ત્યારે-ઘઉં, તલ, અડદમાં મંદી થાય, વરસાદ અને પવન ઘણો થાય.

**આદ્રા** નક્ષેત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉના ભાવ મંદી થાય. નીમક સિંધવ, લવણ, ખાર વીગેરે પદાર્થોમાં તેજી થાય-

**આદ્રા** નક્ષેત્રનો **શુક્ર** થાય ત્યારે-વાયુ, વંટોળ સાથે વરસાદ થાય.

**આદ્રા** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-દરેક પ્રકારનું અનાજ સંગ્રહવાથી બીજા કે ત્રીજા માસમાં સારો લાભ થાય.

## પુનવર્સુ નક્ષેત્ર ઊપર આવતા ગ્રહોનું ફળ.

**પુનવર્સુ** નક્ષેત્રનો **સુર્ય** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય. સોના, ચાંદી, કપાસ. કપાસીયા, તલ, જુવાર, મઠ, બાજરી, અડદ, હરડે, કરીઆણામાં તેજી થાય. અળશી, સરસવ, એરંડા. રસ-કસમાં તેજી થાય.

**પુનર્વસુ** નક્ષેત્રનો **મંગળ** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય.

**પુનર્વસુ** નક્ષેત્રનો **બુધ** થાય ત્યારે-રૂઉ, કપાસ, સુતરમાં મંદી થાય.

**પુનર્વસુ** નક્ષેત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉમાં મંદી થાય. અનાજમાં તેજી થાય.

**પુનર્વસુ** નક્ષેત્રનો **શુક્ર** થાય ત્યારે-રૂઉમાં મંદી થાય. અનાજમાં તેજી થાય. કપાસીયાના ભાવ વધે. સોના-ચાંદીમાં મંદી થાય.

**પુનર્વસુ** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય. દુકાળ પડે અને લોકોમાં અનાજ અને પાણી માટે ત્રાસ ફેલાય,

## પુષ્પ નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**પુષ્પ** નક્ષેત્રનો **સૂર્ય** થાય ત્યારે-સોના ચાંદીમા તેજી થાય. રૂઉમાં ટકા ૨૦-૨૫ની તેજી થઇને મંદી થાય. ચાંદીમાં ટકા-૧॥-૨ ની તેજી થાય. દિવસ ૧૪માં ઘઉં, જવ, આદિધાન્ય, સાકર, ચોખામાં તેજી થાય.

**પુષ્પ** નક્ષેત્રનો **મંગળ** થાય ત્યારે-રૂઉ, ચાંદી, સોનામાં ભારે વધા-ઘટી થાય.

**પુષ્પ** નક્ષેત્રનો **બુધ** થાય ત્યારે-રાજાઓમાં ભય હોય, સોનામાં લગભગ ટકા ૦॥ ની મંદી થાય. ચાંદીમાં મંદી થાય. રૂઉમાં વધા-ઘટી થઈને ટકા ૧૦-૧૫ ની મંદી થાય. મણી, મોતી, વીગેરે ઝવેરાત તથા ઊનના કાપડનાં ભાવ ઘટે.

**પુષ્પ** નક્ષેત્રનો **ગુરૂ** થાય ત્યારે-રૂઉમાં તેજી થાય.

**પુષ્પ** નક્ષેત્રનો **શુક્ર** થાય ત્યારે-રૂઉ, સુતર, શણુ, રેશમ, ઊન, બીઆં અને ધાન્યમાં તેજી થાય.

**પુષ્પને** નક્ષેત્રનો **શની** થાય ત્યારે-અનાજ સારૂં પાકે અને આનંદ ફેલાય.

## અશલેખા નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**અશલેખા** નક્ષેત્રને **સુર્ય** થાય ત્યારે-દિવસ ૧૫ માં રૂઉ, કપાસીયા, ઘઉં, ચોખા, ગોળ, સાકર, ઘી, તેલ, મરચા, અડદ, ચણા, મજીઠના ભાવ તેજી થાય. સોના, ચાંદી, અળશી, એરંડા, રસ-કસના ભાવ તેજી થાય.

**અશલેખા** નક્ષેત્રને **મંગળ** થાય ત્યારે-ચાંદીમાં મોટી મંદી થાય રૂઉમાં ૧૦-૨૦ ટકાની મંદી થાય.

**અશલેખા** નક્ષેત્રને **બુધ** થાય ત્યારે-વરસાદ ઘણો થાય. અને હલકા પ્રકારના ધાન્યની નીપજ ઘણી થાય. રસ-કસમાં તેજી થાય.

**અશલેખા** નક્ષેત્રને **ગુરૂ** થાય ત્યારે-ઘી, તેલમાં તેજી થાય.

**અશલેખા** નક્ષેત્રને **શુક્ર** થાય ત્યારે-રૂઉમાં થોડી મંદી થાય. અનાજમાં તેજી થાય.

**અશલેખા** નક્ષેત્રને **શની** થાય ત્યારે-રૂઉમાં મંદી થાય. વરસાદ થાય નહિ. અને ચારે બાજુથી યુદ્ધ થાય. અને શસ્ત્ર મોંઘા થાય.

## મઘા નક્ષેત્ર ઉપર આવતા ગ્રહોનું ફળ.

**મઘા** નક્ષેત્રને **સૂર્ય** થાય ત્યારે-રૂઉ, ચાંદી, કપાસ, તલ વીગેરેનાં ભાવ તેજી થાય.

**મઘા** નક્ષેત્રને **મંગળ** થાય ત્યારે-વરસાદની તાણ રહે. તલ, અડદ, મગની, ખેતીને નુકશાન થાય. અનાજમાં બહુ તેજી થાય.

**મઘા** નક્ષેત્રને **બુધ** થાય ત્યારે-વરસાદ થોડો થાય. અનાજની ખેતીનો નાશ થાય. અને અનાજના ભાવ તેજી થાય.

**મઘા** નક્ષેત્રને **ગુરૂ** થાય ત્યારે-રૂઉ, ચાંદી, ઘઉં, અળશીમાં મોટી વધા-ઘટી થાય.

**માગસર** વદ ૪ ને **મઘા** નક્ષત્ર હોય—અને વાદળા ચડી આવે અથવા છાંટા પડે તો તે પછી આવતા **અષાડ** માસમાં વરસાદ **થશે**, ખડ સસ્તા થાય પણ અષાડ માસ સુધી અનાજ મોંઘુ વેચાશે.

**માગસર** વદ ૪–૫–૬ અનુક્રમે—અશલેખા, મઘા, પૂર્વાફાલ્ગુની નક્ષત્રવાળી હોય તો અષાડ સુદમાં ત્રણ દિવસ સુધી ઘણો વરસાદ **થશે.**

**માગસર** વદ ૭ શુક્રવારી હોય તો—રૂઉ, ઘી, અને ધોળી ચીજો સોંઘી થાય.

**માગસર** વદ ૭ કે ૯ ના દિવસે—ઇશાન દિશા વાદળાથી ઢંકાએલી હોય તો તે વરસમાં વરસાદ થોડો થશે.

**માગસર** વદ ૮ મે **ચીત્રા** કે **સ્વાતી** નક્ષત્ર હોય—અને તે વખતે આકાશ વાદળાથી ઢંકાએલું રહે તો આવતા અષાડ માસના ચીત્રા–સ્વાતી દનીયા નક્ષત્રના દિવસે ઘણો વરસાદ થશે, અને પૃથ્વીમાં અનાજ ઘણું નીપજશે. પ્રજાને આનંદ હોય.

**માગસર** ૮ કે ૯ ના દિવસે **ચીત્રા** નક્ષત્ર હોય તો–આવતા અષાડ માસમાં દરરોજ વૃષ્ટિ થશે.

**માગસર** વદ ૧૧ ને **બુધવાર** હોય તો–રૂઉ, સૂતર, કાપડના ભાવમાં તેજી થાય.

**માગસર** વદ ૧૪ **સ્વાતિ** નક્ષત્રવાળી હોય તો—શ્રાવણ માસમાં વરસાદ ન થાય.

**માગસર** વદ ૧૨–૧૩–૧૪–૦)) ના દિવસે **મઘા** નક્ષત્ર હોય ને સંધ્યાકાળે છાંટા પડે તો—અષાડ સુદમાં વરસાદ થાય.

**માગસર** વદ ૧૪ કે ૦)) ના દિવસે—સૂર્ય વાદળાથી ઢંકાએલો હોય તો–તે વરસમાં અનાજ મોંઘુ થશે.

**માગસર** વદ ૦)) ને **શનીવાર** હોય તો–ટીડ આવે. **રવીવાર** હોય તો કુતી આવે. **મંગળવાર** હોય તો ઉંદર આવે.

# પોષ માસ.

**પોષ માસ** પાંચ **રવીવારો** હોય તો—તે માસ કઠણ છે. ભયકારી છે. અનાજ તથા રસ-કસ મોંઘા થાય.

**પાંચ સોમવારો** હોય તો—માસ સારો છે. રોગ ઘણા થાય. કોઇ દેશમાં હીમ પડે.

**પાંચ મંગળવારો** હોય તો—માસ કઠણ છે. અનાજના ભાવ વધે.

**પાંચ બુધવારો** હોય તો-વેપારી માટે માસ સારો છે. અનાજ રસ-કસ સોંઘા થાય.

**પાંચ ગુરૂવારો** હોય તો-માસ સારો છે. કપાસ, રસ, ધોળી વસ્તુઓ મોંઘી થાય.

**પાંચ શુકરવારો** હોય તો-રાજા પ્રજા સુખી, અનાજ ભાવ સોંઘા, ઘઉં, જવ, ચણામાં હીમ જેવું જણાય.

**પોશ માસમાં** કોઇપણ દિવસે-વીજળી, વાદળાથી ભભકતું ઇંદ્રધનુષ્ય દેખાય, કે કાંઈપણ ઉત્પાત નજરે પડે તો-વરસાદના દિવસમાં તે વરસમાં વૃષ્ટી થાય નહિ.

**પોશ શુદ ૧ મંગળ**વારી હોય તો-ધોળી ચીજો સસ્તી થાય.

**પોશ શુદ ૪ શની**વારી હોય તો-ત્રણ મહિના અસ્વસ્થતા રહે.

**પોશ શુદ ૪ ને દિવસે જો વીજળી** થાય તો-વરસ ઘણું સારૂં થશે.

**પોશ** શુદ ૫ ને દિવસે ઘણી ટાઢ અને બરફ પડે તો-તે વરસમાં વરસાદના દિવસમાં ઘણી વૃષ્ટી થશે.

**પોસ સુદ ૫ ને સતતારા** નક્ષત્ર હોય-અને સરવે દિશામાં વાયુ વાય તો દુકાળ પડે.

**પોશ** સુદ ૫ ના દિવસે **પ્રભાતમાં**-વાયુ વીજળી, અને ગર્જના સહિત વરસાદનો આડંબર થાય તો-ચોમાસામાં વરસાદ ન થાય. પાણીનો દુકાળ પડે.

**પોશ સુદ ૬** ના દિવસે **મધ્યાનકાળે**–સૂર્ય સફેદ વાદળાથી ઢંકાએલો જણાય તો–ભાદરવા માસમાં ધાન્યની નીપજનો તીડ ભયંકર નાશ કરશે.

**પોષ સુદ ૭ સોમવારી** હોય તો–આદ્રાનો સૂર્ય ન આવે ત્યાં સુધી અનાજ સંગ્રહવું લાભકારી છે, ભેંસો રોગથી મરશે.

**પોષ સુદ ૮–૯ રેવતી** નક્ષત્રવાળી હોય તો અનાજનો સંગ્રહ કરવો નહિ કારણ કે તે વરસમાં ધાન્યની નીપજ સારી થશે.

**પોષ સુદ ૮ સોમવારી** હોય તો–મરકી આદિ રોગો થાય.

**પોષ સુદ ૯ શનિવારી** હોય તો–તે વરસ ઘણું લાભકારી થાય.

**પોષ સુદ ૯ કે ૧૩** ના દિવસે–પૂર્વ દિશામાં વરસાદ ગાજે તો અનાજ બહુ મોંઘુ થાય, પશ્ચિમ દેશમાં અનાજ ન થાય.

**પોષ સુદ ૧૧ કૃતીકા** નક્ષત્રવાળી હોય તો–લાલ વસ્તુમાં લાભ થાય. પહેલા વરસાદ સુધી અનાજથી લાભ થાય.

**પોષ સુદ ૧૧ રોહણી** નક્ષત્રવાળી હોય તો–તે દિવસે વરસાદના છાંટા પડે તો ચોમાસામાં વરસાદ થશે. પણ અનાજ મોંઘુ વેચાશે.

**પોષ સુદ ૧૧ સૂર્ય**ના તાપ રહીત હોય તો–તે વરસમાં ઘાસ ન થાય અને પશુઓનો નાશ થાય છે.

**પોષ સુદ ૧૩ શુકર, શનિ કે મંગળવારી** હોય તો–ઘઉં, અને ઘીનો સંગ્રહ કરવો. અને આ દિવસે છાંટા થાય તો ઘઉંનો સંગ્રહ કરવો.

**પોષ સુદ ૧૫ ને પુષ્પ** નક્ષત્ર હોય તો–રૂઉં, અનાજના ભાવ વધે, પોશ વદ ૧ થી વદ ૦)) સુધી રૂઉના ભાવ વધે.

**પોષ સુદ ૧૫ ના વાદળા** થાય તો–ફાગણ સુદ ૧૫ ની અંદર રૂઉમાં ટકા ૨૦) ઘટે અને **વાદળા ન થાય** તો–રૂઉનો બજાર વધે, ધૂળ ઉડે, વાયરો થાય કે વરસાદ થાય તો સારો. પણ સોનું, ચાંદી, ત્રાંબુ સંગ્રહવું. ચાર માસ પછી લાભ થાય.

**પોષ** સુદ ૧૫ **રવીવારી** હોય ને **ગાજે** તો—ચારે માસ વરસાદ થાય.

**પોષ** શુદ ૧૫ **જેટલી ઘડી** હોય-તેટલા શેરનું અનાજ વેચાય.

**પોષ** શુદ ૧૫ ત્રણ ઘડી ઓછી હોય તો-વરસાદ સારો થાય.

**પોષ** સુદ ૧૫ ને **શનીવાર પોષ વદ ૨ ને રવીવાર** હોય તો-અશાડ શુદમાં વરસાદ ઘણો થાય અને સર્વે અનાજની નીપજ થાય.

**પોષ** સુદ ૧૫ **રોહણી નક્ષત્ર**વાળી હોય તો-સાત મહિના સુધી અનાજમાં લાભ મળે.

**પોષ** વદ ૪ **ગુરૂ**વારી હોય તો—મગ, મઠ, બાજરો, અડદ સોંઘા થાય.

**પોષ** વદ ૪ ના દિવસે **સંધ્યાકાળે**-પશ્ચિમ દિશામાં આકાશમાં જો પીળા રંગના વાદળાંઓનો ઘટા ટોપ થાય તો તે દેશમાં પચીસ દિવસની અંદર ભયંકર ભુમીકંપ થાય.

**પોષ** વદ ૫ **શની**વારી હોય તો-ઘઉં, ચણા, ગોળ સસ્તા થાય.

**પોષ** વદ ૫ **મંગળ**વારી હોય ને દિવસે વરસાદના છાંટા થાય તો-તે વરસમાં અનાજ ઘણું પાકશે, પણ અળશી, ઘી, મજીઠ, એ ચીજો મોંઘી થાય.

**પોષ** વદ ૭-૮ની મધ્ય રાત્રીએ વરસાદ ગર્જના કરી વરસે તો—તે વરસમાં ઉત્તમ વૃષ્ટી થશે.

**પોષ** વદ ૭ કે વદ ૧૦ મે **વીજળી** થાય તો તે-શ્રાવણ સુદ ૧૫ મે વરસાદ થાય.

**પોષ** વદ ૭ ને **સ્વાતી** નક્ષત્ર હોય તો-વરસાદ ઘણો ઉત્તમ થાય.

**પોષ** વદ ૮ ના વાદળા થાય તો-સર્વે દેશમા સુકાળ જાણવો.

**પોસ** વદ ૯ ને વદ ૧૧ એ બે તિથિઓ-પૂર્વ દિશામાં ગાજે તો અનાજ મોંઘું થાય.

**પોશ** વદ ૧૦ મે વરસાદ સારો થાય તો-શ્રાવણ વદ ૧૦ મે વરસાદ થાય.

**પોશ** વદ ૧૨ ને **બુધવારને** જેષ્ટા નક્ષત્ર હોય તો-ઘીમાં તેજી થાય.

**પોશ** વદ ૧૩ **શની, શુકર કે મંગળવારી** હોય તો-ઘી, ઘઉંનો સંગ્રહ કરવો.

**પોશ** વદ ૧૩-૧૪ મે જળ વિનાના ફીકા વાદળા થાય તો-શ્રાવણ સુદ ૧૫ કે વદ ૦)) એ વરસાદ થાય.

**પોશ** વદ ૧૩, ૧૪, ૦)) ના દિવસે વરસાદનો ગર્ભ રહેલો હોય તો-તેથી શ્રાવણ સુદ ૧૫ના દિવસે વરસાદ થશે. ને સુગાળ થાય.

**પોશ** વદ ૦)) **રવી મંગળ કે શનીવારી** હોય તો-અનાજ મોંઘુ થાય, ને તે દિવસે પુર્વાષાઢા કે જેષ્ટા નક્ષત્ર હોય તો-આવતું વરસ ખરાબ થાય અને અનાજથી લાભ મળે.

**પોશ** વદ ૦)) **રવીવારી** હોય તો-કપાસ, ઘી, તેલ, અનાજ તથા ધોળી ચીજોના ભાવ વધે.

**પોશ** ૦)) **મંગળવારી** હોય તો-દુષ્કાળ પડે.

**પોશ** વદ ૦)) **સોમ, બુધ કે શુકરવારી** હોય તો—વરસ સારૂં થાય.

**પોશ** વદ ૦)) ને મૂળ નક્ષેત્ર હોય તો-વરસાદ સારો થાય અને અનાજ, ઘાસ સસ્તુ થાય અને જેષ્ટા નક્ષત્ર હોય તો-તે વરસમાં અનાજ, ઘાસ મોંઘુ થશે.

**પોશ** વદ ૦)) ના **મોહરમ** આવે તો-માહ સુદ ૧ થી અનાજના ભાવ સસ્તા થાય.

**પોશ** માસમાં મૂળ નક્ષત્રમાં વરસાદ ન હોય, **માહ** માસમાં હીમ ન પડયું હોય અને જેઠ માસમાં સૂર્ય સંક્રાત્રીના દિવસે વરસાદ ન હોય અને આદ્રા નક્ષત્ર બેસતી વખતે વરસાદના છાંટા ન થાય તો જાણવું કે વખત નઠારો આવશે.

**પોશ-માહ-ફાગણ** માસની અમાસ **મંગળ, શની કે રવી**-વારી હોય તો—અનાજના ભાવ તેજી થાય.

કારતક સુદ ૫ ને પોશ વદ ૦)) એ બે તિથિ **રવીવારી** આવે તો અનાજનાં ભાવ દોઢા થાય. **મંગળવારી** આવે તો–બમણા થાય, **શનીવારી** આવે તો ચાર ગણો ભાવ થાય.

## માહ માસ.

**માહ** માસ પાંચ **રવીવાર** હોય તો—માસ કઠણ છે. કાપડ, ઘી, તેલ, વિગેરે ચોપડ તથા અનાજ મોંઘા થાય. માવઠું થાય.

પાંચ **સોમવારો** હોય તો—માસ સારો છે. અનાજ સસ્તા થાય.

પાંચ **મંગળવારો** હોય તો—માસ કઠણ છે. રોગનો, અગ્નિનો, લડાઈનો ભય થાય.

પાંચ **બુધવારો** હોય તો—માસ સારો છે. પશ્ચિમે યુદ્ધ થાય. ગુજરાતમાંથી ભય હોય તો પણ જાય.

**પાંચ ગુરૂવારો** હોય તો—માસ સારો છે. રાજા પ્રજા સુખી, રૂઉની ગરાગી જાગે. રૂઉ, ધોળી ચીજો તથા નાળીએર મોંઘા થાય.

**પાંચ શુકરવારો** હોય તો—માસ સારો પીળી વસ્તુઓ મોંઘી થાય. દરેક ચીજની ગરાગી જાગશે.

**પાંચ શનીવારો** હોય તો- -માસ કઠણ છે. રસ-કસ મોંઘા થાય પશ્ચિમ દેશમાં મોટી લડાઈ થાય. રાજાઓને પીડા થાય.

**માહ** શુદ ૧ **બુધવારી** હોય તો—અનાજમાં ત્રણ મહિના તેજીના હોય, આગલુ વરસ ખરાબ હોય, **શનીવારી** હોય તો—શુભકારી, સર્વ ઠેકાણે અનાજની પ્રાપ્તી થાય. **મંગળવારી** હોય તો–અનાજના ભાવ ઘણા વધે.

**માહ સુદ ૧ વાયુવાળી** તથા **વાદળા** થાય તો—ઘી, તેલ, તલ, સરસવ નિશ્ચ મોંઘાં થાય. વાયુ વાળી હોય તો વરસાદ વરસે નહિ.

**માહ** અથવા **ફાગણ** માસની સુદ ૧–૨–૩ના દિવસે **શની, મંગળ વક્રી** ગતીના થતા હોય તો—સઘળુ અનાજ સંગ્રહવું. દિવસ ૧૫ પછી વેચવાથી ઘણો લાભ થાય.

માહ સુદ ૧ મંગળવારી, અષાડ સુદ ૧ રવીવારી, શ્રાવણ સુદ ૧ શનીવારી આવે તો–તે વરસ નિશ્ચે દુકાળ પડે. આ પ્રમાણે બે તિથિ વાર આવે તો દશઆની નબળું વરસ થાય. એક જ તિથિ વાર આવે તો પાંચ આની નબળું વરસ થાય.

માહ માસની નીચે પ્રમાણે તિથિઓએ–વાદળા પૂર્વ પશ્ચિમના ચાલે તો તે તિથિની સામે જણાવેલ નક્ષત્રના ચોમાસાના ચાર દિવસ વરસાદ થાય નહિ.

| | |
|---|---|
| સુદ ૧–૨–૩–૪ રોહણી | વદી ૨–૩–૪–૫ પુષ્પ |
| સુદ ૫–૬–૭–૮ મૃગશર | વદી ૬–૭–૮–૯ અશલેખા |
| સુદ ૯–૧૦–૧૧–૧૨ આદ્રા | વદી ૧૦–૧૧–૧૨–૧૩ મઘા |
| સુદ ૧૩–૧૪–૧૫–૧ પુનર્વસુ | વદી ૧૪–૦)) પૂર્વાફાલ્ગુની |

ઉપરની તિથિઓના દિવસે વાદળા ઉત્તર–દક્ષિણના ચાલે તો અગર વાદળા ન થાય તો વરસાદ થાય નહિ. દરેક તિથિના ચાર દિવસ નક્ષત્રના ચોમાસાના અનુક્રમે જાણવા.

માહ સુદ ૧–૨–૩ એ તિથિઓમાંથી કોઈ તિથિનો ક્ષય હોય તો–અનાજનો સંગ્રહ કરવાથી લાભ મળે.

માહ સુદ ૧ ને સુદ ૭ ના વાદળા થાય તો–આવતું વરસ શ્રીકાર અને વાદળા ન થાય તો વરસ નબળું જાણવું.

માહ સુદ ૨ ના દિવસે વાદળા વીજળી થાય તો–ફાગણ સુદ ૨ પછી અનાજ મોંઘુ થાય.

માહ સુદ ૨ ને શુક્રવાર અને સુદ ૩ ને શનીવાર હોય તો–રાજાઓની લડાઈથી પૃથ્વી આકુળ વ્યાકુળ થશે.

માહ સુદ ૨ કે સુદ ૩ ને ગુરૂવાર હોય તો–પૃથ્વી અનાજથી ભરાએલી રહે અને રાજા પ્રજા સુખી આનંદમાં રહે.

મહા સુદ ૨ ના દિવસે આકાશ વાદળાથી ઢંકાએલું હોય તો–પૃથ્વીપર અનાજ ઘણું પાકશે.

મહા સુદ ૩ ના દિવસે-છાંટા પડયા વિના ગર્જના થાય તો તે વરસમાં ઘઉં અને જવનો સંગ્રહ કરી વેચવાથી લાભ મળે.

મહા સુદ ૩ ના વાદળા થાય તો-ઘઉં અને ધોળી વસ્તુ મોંઘી થાય.

મહા સુદ ૩ ના દિવસે વાદળા વીજળી થાય તો-ચૈતર સુદ ૨ થી ઘઉં, જવ અને ધોળી ચીજો મોંઘી થાય.

મહા સુદ ૩-૪ ના વાદળા થાય તો-ગોળના ભાવ વધે.

મહા સુદ ૪ ને દિવસે વરસાદ થાય તો-તેથી નાળીએર ઘણા પાકશે.

મહા સુદ ૪ શનીવારી હોય તો-દુર્ભીક્ષ, અગ્નીનો ભય, અનાજનો નાશ થાય.

મહા સુદ ૪ ના દિવસે વાદળા થાય તો-વૈશાખ સુદ ૨ પછી કાપડ અને નાળીએર મોંઘા થાય,

મહા સુદ ૫ ના દિવસે છાંટા થયા વિના વરસાદના વાદળા ચડી આવે તો-ભાદરવા માસમાં થોડી વૃષ્ટિ થશે.

મહા સુદ ૫ ના વાદળા થાય તો-ફાગણ માસમાં રૂઉમાં મંદી થાય. અને ભાદરવો માસ કોરો જાય.

માહ સુદ ૫ મંગળ, શનિ, કે રવીવારી હોય તો-અનાજના ભાવ સવાયા થાય. બુધવારી હોય તો-વરસ શ્રીકાર થાય. ગુરૂવારી હોય તો-તે વરસમાં અનાજના ભાવ મંદા થાય.

માહ સુદ ૬ ના વાદળા થાય તો-કપાસના ભાવ ઘટે. અને વાદળા ન થાય તો-રૂઉ, કપાસ, કાલાના ભાવ વધે.

મહા સુદ ૫-૬-૭ ના વાદળા થાય તો-રૂઉના ભાવ ફાગણ સુદ ૧૫ થી ઘટે ને વાદળા ન થાય તો-રૂઉના ભાવ ફાગણ વદ ૧ થી રૂઉના ભાવ વધે.

માહ સુદ ૬ ના વાદળા થાય તો-ચૈતર માસમાં રૂઉના ભાવ મંદી થાય. અને વાદળા ન થાય તો-રૂઉના ભાવ તેજી થાય.

**માહ સુદ** ૬ ના દિવસે વાદળા બેવડીઆ સારે કોરે થાય તો–રૂઉ, કાલા, કપાસ, એક માસ સુધી તેજી રહીને પછી મંદી થાય ને જો વાદળા છુટા થાય તો–પીઠ થોડી ઘટે. અને વાદળા વીજળી વરસાદ થાય તો–રૂઉની પીઠ વધારે ઘટે. ગાજે તો–રૂઉના ભાવ ઘટે અને ગાજે નહિ તો–રૂઉના ભાવ વધે.

**માહ સુદ** ૬ **સોમવારી** હોય તો–તેલ, ઘી મોંઘા થાય.

**માહ સુદ** ૬ શુકરવારી હોય તો–તે માસમાં રૂઉમાં ટકા ૨૦–૨૫ ઘટે.

**માહ સુદ** ૬ **શની**વારી હોય તો–અશાડ વદમાં વરસાદ થાય.

**માહ સુદ** ૬ ના દિવસે–વાદળા વીના આકાશ સ્વચ્છ હોય અને દશે દીશા પણ સ્વચ્છ જણાય તો–રૂઉનો સંગ્રહ કરવો તો બીજે વરસે ઘણો લાભ થાય.

**મહા સુદ** ૫–૬–૭ નાં વાદળા થાય તો–અનુક્રમે ફાગણ ચૈત્ર અને વૈશાખ માસમાં રૂઉની તેજી થાય.

**મહા શુદ** ૬ ના દિવસે વરસાદ ગાજે તો–કપાસની તેજી થાય.

**માહ શુદ** ૭ **બુધવારી** હોય તો—દુકાળ પડે.

**મહા શુદ કે વદની** ૭–૮ **શની, રવી, સોમ કે મંગળ**-વારી હોય તો–અનાજ અને ઘાસ મોંઘુ થાય.

**માહ સુદ** ૭ ના **વાદળા** થાય તો—વૈશાખ માસમાં રૂઉમાં મંદી થાય અને વાદળા ન થાય તો વરસ કરવરૂં થાય,

**મહા સુદ** ૭ ને **સોમવાર** હોય તો–કાળ પડે, અને રાજાઓમાં યુદ્ધ થાય.

**મહા સુદ** ૮ ના રોજ **સૂર્ય** કે ચંદ્ર નીર્મળ હોય તો—શ્રાવણ માસ કોરો જાય,

**માહ સુદ** ૮ **ગુરૂવારી** હોય અને **પ્રભાતમાં** વરસાદ થાય તો–એક વરસ સુધી વરસાદ થાય નહિ.

માહ સુદ ૮ શનીવારી હોય તો–ચારે માસમાં સારો વરસાદ થાય.

માહ સુદ ૮ ને કૃતીકા નક્ષત્ર હોય તો–શ્રાવણ માસમાં અનાજ મોંઘુ થાય, અને સૂર્ય ઝાંખો હોય તો શ્રાવણ માસ કોરો જાય.

મહા સુદ ૯ નીરમળી અને વાદળા ન થાય તો–અસાડ માસ કોરો જાય અને ભાદરવા માસમાં ઘણો વરસાદ થાય.

માહ સુદ ૯ ના રોજે ચંદ્રમાંની પાસે વાદળા હોય તો–આસો માસ કોરો જાય.

માહ સુદ ૯ ના રોજે સૂર્ય કે ચંદ્રમાંની ફરતું કુંડાળું હોય તો–તે વરસ ઘણું પીડાકારી હોય.

માહ શુદ ૯ રવીવારી હોય ને કરાઓ પડે તો–ધાતુના ભાવ વધે. પણ શની કે મંગળવારી હોય તો ધાતુના ભાવ ઘણા વધે.

માહ શુદ ૯–૧૦–૧૧ ના દિવસે વીજળીના ચમકારા સાથે પવન હોય તો–તેથી વરસાદના વખતમાં ઘણો વરસાદ થશે. આ યોગમાંથી કોઈ પણ યોગ માહ માસમાં જોવામાં ન આવે તો–ઘઉં, ડાંગર ને મગ સંગ્રહવા અને તે ભાદરવા માસમાં મોંઘા થશે.

માહ સુદ ૧૦ મંગળવારી હોય તો ફાગણ માસમાં બાળકોને નુકસાન થાય.

માહ સુદ ૧૧ બુધવારી હોય તો–રૂઉ, ઘી વિગેરે ધોળા રંગની વસ્તુમાં તેજી થાય.

માહ સુદ ૧૨ શનીવારી હોય તો–તેલ, આદિ વસ્તુના ભાવ વધે.

માહ સુદ ૧૫ ના વાદળા થાય તો–રૂઉમાં દોઢ માસ મંદી થાય. ગોળના ભાવ બાર માસ તેજી રહે. તલ અને અનાજ સંગ્રહવાથી સાતમે મહિને વેચવાથી લાભ મળે. વરસાદ ઘણો મોડો વરસે, રસ–કસના ભાવ તેજી થાય. ભાદરવામાં ઘીના ભાવ વધે નહિ તો પોશ માસમાં વધે.

માહ સુદ ૧૫ ના વાદળા ન થાય તો-રૂઉ, કપાસના, ભાવ વધે.

માહ સુદ ૧૫ નો ચંદ્રમાં વાદળામાં ઉગે કે આથમતો દેખાય તો—અનાજ તથા રસ—કસનો સંગ્રહ કરવાથી તુરતજ લાભ મળે.

માહ સુદ ૧૫ ની રાત્રે વરસાદ થાય તો—અસાડ માસના દિવસ—પંદર કોરા જાય.

માહ સુદ ૧૫ નો ચંદ્ર ચારે પહોર નીરમળો હોય તો—ઘી, ગોળ, ચોખા ને સોપારી આઠ માસ સુધી મોંઘા રહે.

માહ સુદ ૧૫ ની રાત્રે પહેલા પહોરે વાદળા થાય તો—અસાડ માસ કોરો જાય, બીજા પહોરે વાદળા થાય તો—શ્રાવણ કોરો જાય, ત્રીજા પહોરે વાદળા થાય તો—ભાદરવો કોરો જાય, અને ચોથા પહોરે વાદળા થાય તો—આસોમાં વરસાદ ન થાય.

માહ વદ ૨—૩ ને ગુરૂવારી હોય ને વરસાદ થાય તો—પૃથ્વી પર સર્વ જગ્યાએ સુખ શાંતિ થાય.

માહ વદ ૨ વરસાદ ને વીજળીવાળી હોય તો—અનાજના ભાવ ઘણા વધે.

માહ વદ ૪ વાદળા અને છાંટાવાળી હોય તો-નાળીએર ઘણા મોંઘા થાય.

માહ વદ ૫—૬—૭ શુકર, શની, સોમવારી હોય તો— અનાજ સસ્તુ થાય, શ્રાવણ અને ભાદરવા માસમાં વરસાદ બહુ વરસે, ખેતી સારી નીપજે.

માહ વદ ૫ શુકરવારી હોય તો—ઘઉં, મગ, ચોખા ભાદરવા માસમાં મોંઘા થાય.

માહ વદ ૫—૬—૭ શુકર, શની, રવીવારી હોય તો—તે વરસમાં પૃથ્વીમાં રાજાઓનું યુદ્ધ થાય.

માહ વદ ૬ ના રોજે છાંટા થાય અને દિશાઓ વાદળ વિનાની નીરમળી હોય તો-કપાસનો સંગ્રહ કરવો લાભકારી છે.

માહ વદ ૬ બે ઘડીની અંદરની હોય તો-રૂઉમાં ટકા ૨૦-૨૫ની મંદી થાય.

માહ વદ ૭ સોમવારી હોય તો-ચોમાસામાં સારો વરસાદ થાય, રાજાઓમાં લડાઇ થાય.

માહ વદ ૮ ને શુક્રવારી હોય તો-મગ, મઠ, બાજરો, મોંઘા થાય.

માહ વદ ૭ નાં વાદળા ન થાય તો-ફાગણ સુદ ૧ થી ૧૫ સુધી રૂઉના ભાવ તેજી થાય.

માહ વદ ૯ ના વાદળા ન થાય તો—ફાગણ વદ ૧ થી વદ ૦)) સુધી રૂઉના ભાવ તેજી થાય.

માહ વદ ૯ ને ચીત્રા નક્ષત્ર હોય તો-અનાજના ભાવ તેજી થાય.

માહ વદ ૧૦ ના વાદળા ન થાય તો—ચઈતર સુદ ૧ થી સુદ ૧૫ સુધી રૂઉના ભાવ તેજી થાય.

માહ વદ ૧૦ રવીવારી હોય તો—ઘઉં, ચણાના ભાવ વધે.

માહ વદ ૧૧ ના વાદળા ન થાય તો—ચૈત્ર વદ ૧ થી ચૈત્ર વદ ૦)) સુધી રૂઉના ભાવ તેજી થાય.

માહ વદ ૧૨ ના વાદળા ન થાય તો—વૈશાખ સુદ ૧ થી સુદ ૧૫ સુધી રૂઉના ભાવ તેજી થાય.

માહ વદ ૧૩ ના વાદળા ન થાય તો—વૈશાખ વદ ૧ થી વદ ૦)) સુધી રૂઉના ભાવ તેજી થાય.

માહ વદ ૧૩ ના દિવસે જો હીમ પડે તો—પૃથ્વી પર અનાજ ઘણું પાકશે.

માહ વદ ૧૩ ના દિવસે વાદળાથી આકાશ ઢંકાએલું હોય તો—ડાંગર મોંઘી થાય અને ભાદરવા માસમાં વરસાદ થશે.

માહ વદ ૧૪ ના વાદળ ન થાય તો—જેઠ સુદ ૧ થી સુદ ૧૫ સુધી રૂઉના ભાવ તેજી થાય.

**માહ વદ ૧૩-૧૪-૦))** ના ત્રણ દિવસોમાં-રૂના ભાવ ઘટે તો લેવું તો ફાગણ શુદમાં રૂના અને રસ-કસના ભાવ વધે.

**માહ વદ ૧૪ ને રવીવાર હોય** તો-માહમારી થાય.

**માહ વદ ૦))** ના વાદળા ન થાય તો-જેઠ વદ ૧ થી વદ ૦)) સુધી રૂના ભાવ તેજી થાય.

**માહ વદ ૧૪ થી માહ વદ ૦))** વધે તો-રૂનો બજાર વધે અને ઓછી હોય તો-રૂનો બજાર ઘટે.

## ફાગણ માસ.

**ફાગણ માસમાં પાંચ રવીવારો** હોય તો-માસ કઠણ છે. રૂની ગરાગી જાગે, ઘાસ પાણીનો સુકાળ થાય.

**પાંચ સોમવારો** હોય તો-ખેડુતને લાભદાયી માસ છે.

**પાંચ મંગળવારો** હોય તો-માસ કઠણ છે. અનાજ, તેલ, ખાંડના ભાવ વધે.

**પાંચ બુધ ગુરૂ કે શુક્રવારો** હોય તો-માસ સારો છે.

**પાંચ શનિવારો** હોય તો-માસ કઠણ છે. લડાઇઓ અને ઉત્પાત થાય. વરસ મધ્યમ, ઘાસ-પાણીનો સુકાળ, અનાજ મોંઘુ થાય.

**ફાગણ કે ચૈત્ર માસમાં શની-મંગળ વક્રી** હોય તો-એક માસમાં અનાજ ઘણું મોંઘુ થાય.

**ફાગળ સુદ** મધ્યે વરસાદ થાય તો-રૂના ભાવ એક માસ તેજી થાય.

**ફાગણ સુદ ૨ મંગળવારી** હોય તો-રૂ, સુતર, કાપડ, ધોળી વસ્તુઓના ભાવ વધે.

**ફાગણ સુદ ૨ બુધવારી** હોય અને **ચંદ્ર** ઉગે તો-અનાજ રસ-કસ વિગેરે સરવે વસ્તુઓ છ માસ મોંઘી રહે.

**ફાગણ સુદ ૩ જે શનીનો વક્રી** થાય તો- એક **માસમાં** અનાજના ભાવ વધે

**ફાગણ સુદ ૩-૪-૮** એ તિથિ **વધતી** હોય તો-તે દુઃખ આપવાવાળી છે.

**ફાગણ સુદ** ૧૫ ના વાદળા, વરસાદ કે ગર્જના થાય તો—અના જનો સંગ્રહ કરવાથી સાતમે મહિને લાભ થાય.

**ફાગણ સુદ** ૧૫ ના ચંદ્રમાંની થડમાં એક **ચાંદરડું** કે કુંડાળું હોય તો—રૂઉના ભાવ વધે.

**ફાગણ સુદ** ૧૫ ના **છાંટા** થાય તો—જેઠ માસથી અઢી માસનું વાયરૂં કાઢે. અને શ્રાવણ શુદ ૧૫ મે વરસાદ થાય.

**ફાગણ સુદ** ૧૫ ની **હુતાશણી રવી, શની કે મંગળવારી** હોય તો—ઘી, ઘઉંના ભાવ વધે અને સંગ્રહવાથી લાભ થાય. ચૈત્ર માસમાં—ઘી, ઘઉં ચોખામાં તેજી થાય. હુતાશણી પ્રગટતી વખતે વાદળા કે છાંટા થાય તો—જેઠ શુદ ૨ ની અંદર અનાજના ભાવ ઘણા વધે.

**ફાગણ સુદ** ૧૫ **ને મઘા** નક્ષત્ર હોય તો—ઘી, તેલ, મોંઘા થાય.

**ફાગણ સુદમાં** વરસાદ થાય તો—રૂઉમાં એક માસ સુધી તેજી થાય.

**ફાગણ સુદ** ૧૫ નીરમળી સારી પણ તે દિવસે-ચંદ્ર ગ્રહણ હોય, તારા ખરે, ભુમી કંપ થાય, ચંદ્રમાં કે સૂર્યને જળનું કુંડાળું હોય, વીજળી થાય, ગાજે, વંટોળીઓ ચઢે, ધુમ ચડે એવા ચિન્હો થાય તો—અનાજ સંગ્રહવું, તો પાંચ મહિને બમણો લાભ થાય.

**ફાગણ** વદ ૨ ના રોજે **વાદળા** કે **વીજળી** ન થાય તો—શ્રાવણ ભાદરવામાં વરસાદ થાય.

**ફાગણ વદ ૫ મંગળ કે બુધવારી** હોય તો—ઘઉં અને ઘી સસ્તા થાય

**ફાગણ વદ** ૧૨ **શુક્રવારી** હોય તો—ઘી, ઘઉં અને ધોળી વસ્તુઓ સસ્તી થાય.

**ફાગણ વદ** ૦)) ના રોજે **શુક્રનો** અસ્ત થતો હોય તો-સઘળું અનાજ નિશ્ચે મોંઘુ થશે. અને ૬ માસ સુધી દુકાળ કહેવાશે.

**ફાગણ** માસમાં **ગુરૂનો** અસ્ત કે **ગુરૂ** વક્રી થતો હોય તો—સઘળું અનાજ સોંઘુ થશે.

ફાગણ વદમાં તિથિ ઘટે અને ચઇતર સુદમાં તિથિ વધે તો–અનાજ સસ્તા થાય.

ફાગણ સુદ ૨ રવિવારી હોય તો–વરસાદ થોડો થાય, ઘાસની તાણ રહે અને ભાવ વધે. રાજા, પ્રજા, પશુઓને પીડાકારી થાય. સોમવારી હોય તો–રસ–કસ સોંઘા થાય, મંગળવારી હોય તો–અનાજ તથા સરવે વસ્તુઓ મોંઘી હોય–વરસાદ થોડો, પશુઓનો મરો, પશ્ચિમ અને ઉત્તરમાં દુકાળ, દક્ષિણમાં ભય, પુર્વમાં સારું પણ રોગ ઘણા થાય. બુધવારી હોય તો–અનાજ, રસ–કસ સસ્તા થાય. ગુરૂવારી હોય તો–વરસાદ ઘણો, અનાજ સસ્તું થાય. શુકરવારી હોય તો–સુખાકારી વરસાદ ઘણો થાય. શનીવારી હોય તો–અનાજ થોડું નીપજે અને મોંઘુ થાય. મહા ઉત્પાત થાય.

## ચઇતર માસ.

ચઇતર માસ પાંચ રવિવારો હોય તો–રૂઉ, કપાસ, અનાજ જુવાર, ઝાલર, ઘી, મોંઘા થાય. વરસ કરવરૂ હોય રોગ વધે.

પાંચ સોમવારો હોય તો–અનાજ, રસ–કસ, ઘી, કપાસીયા મોંઘા થાય.

મંગળવારો હોય તો–અનાજ, રસ–કસ, ઘી, તેલ, ગોળ, ખાંડ, સાકર મોંઘા થાય.

પાંચ બુધવારો હોય તો–કપાસના ભાવ મોંઘા થાય.

પાંચ ગુરૂવારો હોય તો–રાજા પ્રજા સુખી થાય.

પાંચ શુકરવારો હોય તો–અનાજ, રસ–કસ સસ્તા થાય.

પાંચ શનીવારો હોય તો–રોગચાળો ચાલે, લોઢું, અડદ, તલ, તેલ, વીગેરે કાળી વસ્તુઓ મોંઘી થાય.

ચઇતર સુદ ૧ સોમવારી હોય તો–વરસ સવાયુ થાય. વરસાદ ઘણો સારો થાય, અનાજ અને ઘાસ ઘણા નીપજે.

ચઇતર સુદ ૧ મંગળવારી હોય તો–વરસ ચાર આની

થાય. અનાજ, જુવારના ભાવ વધે, વરસાદની તાણ રહે, માલ અને જાનનો ભય વરતાય.

**ચઇતર સુદ ૧ બુધવારી** હોય તો–વરસ બાર આના થાય. અનાજ, રૂઉ, સોનું ગોળ, ઘી, તેલ, કેશરના ભાવ તેજી થાય. અફીણમાં ટકા ૧૦૦ ની તથા ચાંદીમાં ટકા ૨–૪ ની વધા–ઘટી થઇને મંદી થાય વરસાદ મધ્યમ થાય.

**ચઇતર સુદ ૧ ગુરૂવારી** હોય તો–વરસ ૧૩ આની થાય. સોનાના ભાવ વધે.

**ચઇતર સુદ ૧ શુકરવારી** હોય તો–વરસ ૧૫ આની થાય. રૂઉ, સોનાના ભાવ વધે.

**ચઈતર સુદ ૧ શનીવારી** હોય તો–વરસ ચાર આની થાય. આ વરસમાં રૂઉ, અનાજ, ઘાસ, કપાશીયાના ભાવ તેજી થાય. વરસાદની તાણ રહે.

**ચઈતર સુદ ૧ રવીવારી** હોય તો–વરસ ૧૦ આની થાય. આ વરસમાં રૂઉ, સોનું, અનાજ ગોળ તેલના ભાવ તેજી થાય.

**ચઈતર સુદ ૧ થી** સુદ ૧૫ સુધી હમેશાં વાદળા થાય તો–વરસ કરવરૂં અને ખરાબ હોય.

**ચઇતર શુદ ૧ ના** વાદળા થાય તો–જુવાર નીપજે અને વીજળી કે છાંટા થાય તો–વરસ ખરાબ થાય.

**ચઈતર સુદ ૧ ની** ઘડી વધે તો–ઘાસ ઘણું થાય. નક્ષત્રની ઘડી વધે તો–અનાજ ઘણું થાય. જો યોગની ઘડી વધે તો–રોગ વધે.

**ચઈતર સુદ ૧ ને રેવતી** નક્ષત્ર હોય તો–વરસાદ ઘણો થાય.

**ચઈતર સુદ ૨ ના** વાદળા થાય તો–જુવાર નીપજે.

**ચઇતર સુદ ૨ ની સંધ્યાકાળના વાદળાનો વિચાર**

**સંધ્યાકાળે ચંદ્રનું બીંબ**–શ્વેત રંગના વાદળાઓમાં અસ્ત થયેલું જોવામાં આવે તો–તે વરસમાં રૂઉ, કપાસ આદિ કાપડ બનાવવાની વસ્તુઓના ભાવમાં ઘણો ઘટાડો થશે.

**ચંદ્ર બીંબ** છેક અસ્ત કાળ સુધી–પીળા રંગના વાદળાથી ઢંકાઈ રહે તો તે વરસમાં રૂઉના ભાવ ઘણા વધશે

**ચંદ્ર બીંબ** જો લાલ રંગના વાદળાઓમાં અદ્રશ્ય થયેલો જણાય તો-તે વરસમાં ઘઉંના ભાવ ઘણા વધી જશે.

**ચંદ્રનું બીંબ** જો ઝાંખા લાલ રંગનું જણાય તો-તે વરસમાં ઘાસ ઘણું નીપજશે નહિ.

**ચંદ્રનું બીંબ** જો ગોળ કંકણના આકારનું જણાય તો-તે વરસમાં સર્વ પ્રાણીઓને ઘણું કષ્ટ સહન કરવું પડશે.

**ચંદ્રનું બીંબનો** ફક્ત ઉત્તર દિશા તરફનો થોડો જ ભાગ માલમ પડે તો-તે વરસમાં મરકી આદિ દુષ્ટ રોગોનો ઉપદ્રવ થશે.

**ચંદ્રનું બીંબ** ઉત્તર તથા દક્ષીણ બંને બાજુએ સરખું જણાય તો-તે વરસમાં ગોળાદિક રસની વસ્તુઓના ભાવ ઘણા ઘટે.

**ચંદ્રનું બીંબ** ફક્ત તેના ઉંચેના ભાગમાંજ માલમ પડે તો જાણવું કે-ત્યાં વરસાદથી મોટી રેલ આવીને તેમાં ઘણા પ્રાણીઓનો નાશ થશે.

**ચંદ્રનું બીંબનો** થોડો ભાગ જો દક્ષિણ તરફની બાજુએજ જોવામાં આવે તો-તે વરસમાં અનાજના ભાવ ઘણા વધશે.

**ચંદ્રના બીંબનો** ભાગ ખંડીત થયેલો જણાય તો-તે વરસમાં મોટો દુકાળ પડશે. અને ઘણાં પ્રાણીઓ ભૂખથી મરશે.

**ચંદ્રનું બીંબ** જો તેજ વીનાનું પીળા રંગનું જણાય તો-તે વરસમાં કાળી વસ્તુઓના ભાવ ઘણા વધશે.

**ચંદ્રના બીંબની** આસપાસ લીલા રંગના વાદળાઓ જણાય તો-તે વરસમાં લાલ રંગની વસ્તુઓના ભાવ ઘટશે.

**ચંદ્રનું બીંબ** અત્યંત તેજસ્વી અને ઉત્તર દિશા તરફ વધારે ઉંચું જણાય તો-તે વરસમાં અનાજના ભાવ મધ્યમ રહેશે.

**ચંદ્રનું બીંબ** ઝાંખા આકાશના રંગ સરખું માલમ પડે તો-તે વરસમાં હીમથી પાકનો નાશ થશે.

**ચંદ્રનું બીંબ** જો શ્યામ રંગના વાદળાઓથી ઢંકાઇ રહેલું હોય

અને છેક અસ્ત સમયેજ જો દેખવામાં આવે તો–તે વરસમાં ઘી આદિના ભાવ ઘણા વધશે.

**ચંદ્રનુંબીંબ** પ્રથમ ઢંકાયેલું અને પાછળથી અસ્ત સમયે શ્યામ રંગના વાદળાથી ઢંકાયેલો જણાય તો–ઘી તથા રસની ચીજોના ભાવ વધશે.

**ચંદ્રનું બીંબ** સંધ્યાકાળે સૂર્ય અસ્ત થયા પછી એક ઘડી ગયા બાદ ચંદ્રનું બીંબ નિર્મળ આકાશ છતાં દૃષ્ટિએ ન પડે તો–તે વરસમાં ધોળી ચીજોના ભાવ ઘણા વધે.

**ચંદ્રનું બીંબ** જો ત્રણ જગ્યાએથી ખંડીત થયેલું જણાય તો–તે માસના છેડે સોના આદિ ધાતુના ભાવ ઘણા ઘટે.

**ચંદ્રના બીંબ** જો સફેદ રંગના વીખરાઇ ગયેલા વાદળાઓથી ઝાંખુ જણાય તો–તે વરસમાં તેલની વસ્તુઓના ભાવ ઘણા વધશે.

**ચંદ્રના બીંબ** તરફ કુતરાઓ ભસતા જણાય તો–સફેદ રત્નોના ભાવ ઘણા વધશે.

**ચંદ્રના બીંબ**–તરફ જોતાં આંખમાથી આંસુઓ આવે તો–તે વરસમાં પક્ષીઓથી અનાજના પાકને મોટું નુકશાન થશે.

**ચઇતર** સુદ ૩ ના વાદળા થાય તો–તલ નીપજે.

**ચઇતર** સુદ ૩ રવિવારી હોય તો–વરસ સારૂં આવે.

**ચઈતર** સુદ ૫ ને **રોહીણી,** સુદ ૭ ને **આદ્રા,** સુદ ૯ ને **પુષ્પ** સુદ **૧૫ ને સ્વાતી** નક્ષત્ર હોય ત્યારે વરસાદ થાય તો–ચોમાસામાં વરસાદ થાય નહિ.

**ચઈતર** સુદ ૫ કે ૭ ના દિવસે–વાદળા ચડી આવેલા દેખાય તો અથવા ચારે દિશાનો વાયુ ચાલે તો અથવા સ્વચ્છ દિશાઓ જણાય તો–તે વરસમાં ઘઉં સંગ્રહવા અને શ્રાવણ માસમાં વેચવાથી ઘણો સારો લાભ મળશે.

**ચઈતર** સુદ ૫ મે ચંદ્રમાંથી **કૃતિકા**–પ્રથમ આથમે તો વરસ શ્રીકાર અને જો ચંદ્રમાં પ્રથમ આથમે તો વરસ નબળું જાણવું. ઉગમણી ઉગે તો વરસ કરવરૂં જાણવું અને દક્ષિણની ઉગે તો કાળ પડે.

ચઈતર સુદ ૫ ની ગાડલી ને વછીયાત પાછળ હોય તો–રૂઉના ભાવ વધે નહિ અને વછીયાત આગળ હોય તો–રૂઉના ભાવ નિશ્ચે વધે.

ચઈતર સુદ ૫ મંગળવારી હોય તો–કાળ પડે. ઘડી ૫ થી ૨૦ સુધીની હોય તો આવતું વરસ મોંઘું કરે.

ચઈતર સુદ ૭ ના વાદળા, વીજળી ને ગાજે તો–શ્રાવણ કોરો જાય.

ચઈતર સુદ ૮ મંગળ કે બુધવારી હોય તો–વરસાદ ન થાય.

ચઈતર સુદ ૯ ના વાદળા, વીજળી કે ગાજવીજ હોય તો–કાળ પડે.

ચઈતર સુદ ૧૦ શનિવાર ને મઘા નક્ષત્ર હોય તો–વરસાદ હોય અને અનાજના ભાવ સસ્તા થાય.

ચઈતર સુદ ૧૧ રવીવારી હોય તો–માસ ચાર કઠણ, અનાજનો સંગ્રહ કરવાથી લાભ મળે.

ચઈતર સુદ ૧૩ નો વરસાદ થાય તો–દુર્ભીક્ષ જાણવો.

ચઈતર સુદ ૧૫ નિરમળી હોય તો–સારી પણ તે દિવસે ગ્રહણ, તારાપાત, ભૂમિકંપ, અથવા વૃષ્ટિ હોય, ચંદ્રમાનો પરિવેષ, વીજળી ચમકે, કેતુનો ઉદય, આદિ કાંઈ હોય તો–તે જોઇને અનાજનો સંગ્રહ કરવો ઉત્તમ છે. સાતમે મહિને વેચવાથી ઘણો લાભ થાય.

ચઇતર સુદ ૧૫ ના વાદળા, વીજળી ને ગાજે તો–આસો કોરો જાય.

ચઇતર સુદ ૧૫ ને રેવતી નક્ષત્ર હોય તો–અશાડ વરસે ને ચીત્રા નક્ષત્ર હોય તો આસો વરસે.

ચઈતર સુદ ૧૫ મે સૂર્ય–ચંદ્રની નજર એક થાય તો–કાળનો જન્મ થયો જાણવો.

ચઈતર સુદ ૧૫ સોમ, બુધ કે ગુરૂવારી હોય તો–કાળનો સારો વરસાદ થાય,

ચઇતર સુદ ૧૫ ના વાદળા થાય તો–શ્રાવણ માસમાં અનાજ મોંઘુ થાય.

ચઈતર સુદમાં તિથિનો ક્ષય થાય અને ચઈતર વદમાં તિથિ વધે તો–તે વરસમાં પૃથ્વીમાં અનાજ મળશે નહિ.

ચઇતર સુદમાં તિથિ વધે અને તિથિ ચઇતર વદમાં નો ક્ષય થાય તો—તે વરસમાં અનાજ ઘણું નીપજે અને સસ્તુ થાય.

ચઇતર વદ ૧ થી વૈશાખ સુદ ૧૫ સુધી જે ચીજના ભાવ તેજી હોય તે ચીજના ભાવ તેજી રહે અને જે ચીજના ભાવ મંદી હોય તે મંદી રહે.

ચઇતર વદ ૫ બુધવારી હોય અને મહિનામાં યા એ દિવસે મંગળ વક્રી હોય તો—ઘી, તેલ સોંઘા થાય. આ બે યોગમાંથી એક યોગ હોય તો—ઘઉં, ચોખા મોંઘા થાય.

ચઇતર વદ ૭ મંગળવારી હોય તો—વરસ ખાંડાબરડુ થાય.

ચઇતર વદ ૮ તથા ચઇતર વદ ૧૪ ના વાદળા થાય તો—વરસ ખાંડાબરડુ થાય.

ચઇતર વદ ૯ શુકરવારી હોય ને વાદળા થાય તો—માસ એકનું વાયરૂં કાઢે.

ચઇતર વદ ૧૧ સોમવારી હોય તો—મગ, મઠ, બાજરાના ભાવ વધે ને વરસ સારૂં થાય. પણ ચંદ્રમાં ધોળો હોય તો વરસ ખાંડાબરડું થાય અને પીળો ચંદ્રમાં હોય તો— વરસ સાધારણ થાય.

ચઇતર વદ ૧૩ મંગળવારી હોય તો—એક માસમા ખાંડ આદિ રસ—મીઠું, કપુર, પીપર, નાગરવેલના પાન ને ચંદન મોંઘા થાય.

ચઇતર વદ ૦)) જેટલી ઘડીની હોય,—તેટલા શેરનું અનાજ આવતા કારતક માસમાં વેચાય.

ચઇતર વદ ૦)) નો સૂર્ય જે ઠેકાણે આથમે તે ઠેકાણે વૈશાખ સુદ બીજનો ચંદ્રમા આથમે તો વરસ સાધારણ અને સૂર્ય કરતાં ચંદ્ર ઉત્તર તરફ આથમ તો વરસ સારૂ, અને સૂર્યથી ચંદ્ર દક્ષીણ તરફ આથમે તો વરસ નઠારૂ થાય.

ચઇતર માસમાં ગુરૂ શુકર એક રાશી ઉપર ભેગા થાય તો—ઘી, તેલ, તલ, સુતર ખરીદીને બે માસ પછી વેચવાથી ઘણો લાભ થાય.

ચઇતર સુદ ૫ ની રાત્રીએ ગાદલી જોવાનો વિચાર—ચંદ્રમાં ઉગતાથી તે આથમતા સુધી જોવો. પાંચ ચાંદરડાનું ઝુમખું તે

રોહીણી નક્ષત્ર ને ગાદલી જાણુવી. ચંદ્રમાં તે વહેપારી જાણુવો. તે દિવસે કૃતિકા નક્ષત્ર એટલે જેને કાનીસડો કહે છે તે પણુ આસપાસ આવેલો હોય છે. તેમાંની ચાર તારા ગાદલીની બેઠક જાણુવી. જે ઉપલો તારો તે ધોંસરી જાણુવી. ધોંસરી અને ગાદલીના વચ્ચેના ભાગને ઊંધા કહે છે. હવે જે સાલ ગાદલી કરતાં ચંદ્રમાં આગળ હોય તે સાલ સુગાળ તો ખરો. પણુ વહેપારીને લાભ. ધોંસરીએ કે ઉધે ચંદ્રમાં હોય તો ત્યારે ગાદલી હાંકનાર વહેપારી જાણુવો એટલે તે સાલમાં રૂ઼ઉં, અનાજના સમભાવ વહેપારી મન માનતો ભાવ ખાય. પણુ વરસ કરવરૂં થાય ને ગાદલી વચ્ચે ચંદ્રમાં હોયતો વેપારીને કમાણી નહિ ને વરસ સાધારણ જાણુવું પણુ જો ચંદ્રમાં ગાદલીની પછવાડે હોય તો વેપારીના પગ ભાંગ્યા ને વરસ ઉત્તમ થયું; ચંદ્રમાં આથમતા કૃતિકા નક્ષત્ર સામે આથમે તો વરસ કરવરૂ, પણુ રોહણી નક્ષેત્ર પ્રથમ આથમે તો સુગાળ જાણુવો.

**ચઈતર વદ ૦)) મંગળવારી હોય તો—અનાજના ભાવ વધે.**

## વૈશાખ માસ

**વૈશાખ માસ પાંચ રવી કે સોમવારો હોય તો**—અનાજ રસ કસ સસ્તા થાય, ધોળી વસ્તુ ઘી, રૂ઼ઉ, કપાસ, ખાંડ, સાકર, ચોખા એ સરવે મોંઘા થાય.

**પાંચ મંગળવારો હોય તો**—માસ કઠણુ છે. અગ્ની ભય ઘણો, વાયુવંટોળ થાય. બાજરો, રસ કસ ને ઘી મોંઘા થાય. ચાંદીના ભાવ સાધારણુ રહે.

**પાંચ બુધવારો માસ હોય તો**—માસ વેપારી છે, અનાજ ઘી, રસ—કસ સસ્તા થાય. પીળી વસ્તુ અને મગ મોંઘા થાય.

**પાંચ ગુરૂવારો માસ હોય તો**—અનાજ, બાજરો, રસ—કસ લોઢું ને અકદ મોંઘા થાય.

**પાંચ શુકરવારો માસ હોય તો**—ધોળી વસ્તુ મોંઘી, રૂ઼ઉ, કપાસ, કપાશીઆ. રસ—કસ ને બાજરો મોંઘો થાય.

**પાંચ** શનિવારો માસ હોય તો—બાજરો, ઘી, તેલ, કપાસ મોંઘા થાય, ગુજરાતમાં લડાઇઓ થાય.

**વૈશાખ** માસમાં બે તિથિ ઘટે તો—ઘી, તેલ મોંઘુ થાય અને બે તિથિ વધે તો—ઘી તેલ સોંઘુ થાય.

**વૈશાખ સુદ ૧** મે વરસાદ થાય તથા વીજળી ચમકે તો અશાડ માસે વરસાદ થાય.

**વૈશાખ સુદ ૧ શનીવારી** હોય અને આદ્રા નક્ષત્ર હોય તો વરસાદ ઘણો થાય. ને કરીયાણા મોંઘા થાય.

**વૈશાખ સુદ ૧ શની, રવીવારી** આવે તો રસ-કસ, ઘઉંના ભાવ સસ્તા થાય, ઘીના ભાવ તેજી થાય, બીજી ચીજોના ભાવ મંદા હોય.

**વૈશાખ સુદ ૧** ના દિવસે વાદળા તથા વીજળી થાય તો—સરવે ધાન્યની નીપજ સારી થાય.

**વૈશાખ સુદ ૧** ને સુદ ૧૦ ના દિવસે વાદળા ચડી આવે તો વરસાદના દિવસમાં વરસાદ થશે નહિ.

**વૈશાખ સુદ ૧** ને ભરણી નક્ષત્ર હોય તો—ખડની નીપજ સારી થાય.

**વૈશાખ** માસ મધ્યે એક માસ સુધી વાદળા થાય તો—રૂઉના ભાવ સવાયા થાય.

**વૈશાખ સુદ ૩** મંગળ કે રવીવારી હોય તો—ખાંડ, પીપર, તાંબુલ, મીઠું અને લાલ ચંદન, કેશર મોંઘા થાય.

**વૈશાખ સુદ ૩** ને રોહણી હોય તો—શાલ નીપજે, મૃગસર પુરૂં હોય તો—મહાકાળ જાણવો. કૃતીકા નક્ષત્ર હોય તો વરસ કરવરૂ જાણવું.

**વૈશાખ સુદ ૩** શુકરવારી હોય તો—ચણા, તલ, મેથી મોંઘી જાણવી.

**વૈશાખ સુદ ૩** અખાત્રીના રોજે સ્વાતિ નક્ષત્ર હોય અને તે દિવસે વરસાદના છાંટા પડે તો—રૂઉના ભાવ દોઢા કે બમણા થાય.

**વૈશાખ સુદ ૪** ગણેશ ચોથ ગુરૂવારી હોય તો—રૂઉના ભાવ એક

મહિનામાં તેજી થાય. બીજી ધોળી ચીજો સોંઘી થાય. અષાડ માસથી રૂમાં તેજી થાય.

વશાખ સુદ ૫ રવીવાર હોય તો–જેઠ માસમાં ઘણો વરસાદ થાય

વૈશાખ સુદ ૫ ને બુધવાર હોય તો–ગોળ. ઘી, તેલ, એરંડા, સરસવ, સોનું, ચાંદી, ત્રાંબું, પીતળ, ઘઉં, બાજરી સરવેના ભાવ થોડા વધે.

વૈશાખ સુદ ૫ ની રાત્રીએ ચંદ્રમાએ જળ–જેટલા પહોર હોય તે પ્રમાણે અનુક્રમે અષાડ, શ્રાવણ, ભાદરવો અને આસો માસ વરસે.

વશાખ સુદ ૫ મે આકાશે વરસાદ વીજળી, વાદળા થાય તો ઘાસનો સંગ્રહ કરીને ભાદરવા માસમાં વેચવાથી લાભ મળે.

વૈશાખ સુદ ૬ ને શુકરવાર હોય તો–રૂના ભાવ મંદી થાય, જો પૂર્ણ હોય તો અગીઆર માસની અંદર રૂના ભાવ અડધા થઈ જાય.

વૈશાખ સુદ ૭ ને શ્રવણ યા ધનીષ્ટા નક્ષત્ર હોય તો–કાળ વસ્તુઓ મોંઘી થાય અને સફેદ વસ્તુઓ સોંઘી થાય.

વૈશાખ સુદ ૮ શનીવારી હોય તો–પ્રજાનો નાશ તથા છત્ર ભંગ થાય.

વૈશાખ સુદ ૧૦ રવીવારી હોય તો–ધોળી તથા પીળી વસ્તુઓ કારતક માસ સુધી મોંઘી થાય. રૂ, કપાશીઆ, સાકરના ભાવ વધે.

વૈશાખ સુદ ૧૦ ના દિવસે સૂર્યાસ્ત સમયે ઇંદ્ર ધનુષ્ય દેખાય તો–જેઠ, અષાડ માસમાં વરસાદ થાય નહિ અને શ્રાવણ–ભાદરવામાં વરસાદ ઘણો થાય.

વૈશાખ સુદ ૧૩ રવી કે મંગળવારી હોય તો–ખાંડ, મીઠું પાન, કાંદા લાલ ચંદન મોંઘુ થાય.

વૈશાખ સુદ ૧૩ ગુરૂવારી ને નીરમળી હોય તો–જેઠ માસમાં ખરેખર વરસાદ થાય. ચણા ને મેથી મોંઘી થાય.

વૈશાખ સુદ ૧૫ મે વરસાદ થાય તો–રૂના ભાવ છ માસમાં વધી જાય.

**વૈશાખ** સુદ ૧૫ નીરમળી હોય તો–રૂઉના ભાવ વધે. અને અનાજ સોંઘા થાય.

**વૈશાખ** સુદ ૧૫ ગુગળી હોય તો–રૂઉનો સંગ્રહ કરવો ત્રણ માસ પછી તેજી થાય. અનાજનો સંગ્રહ કરનારને લાભ થાય.

**વૈશાખ** સુદ ૧૫ મે મૃગસર, આદ્રા, પુનવર્સુ, પુષ્પ, અસલેખા, નક્ષેત્ર હોય તો–અનાજ મોંઘુ કરે. અને મઘા, ઉત્તરા ફાલ્ગુની, પૂર્વાફાલ્ગુની નક્ષેત્ર હોય તો–અનાજ સોંઘુ કરે, સ્વાતી, પુનવર્સુ, ધનીષ્ટા હોય તો રસ–કસ, ઘી, જરૂર મોંઘા થાય.

**વૈશાખ** સુદ ૧૫ ના દિવસે–પહેલા પહોરે વાદળા થાય તો–અષાડ માસ આકરો જાણવો, બીજા પહોરે વાદળા થાય તો–શ્રાવણ માસ આકરો જાણવો. ત્રીજા પહોરે વાદળા થાય તો–ભાદરવો માસ આકરો જાણવો. ચોથા પહોરે વાદળા થાય તો–આસો માસ આકરો જાણવો. પહેલા અને બીજા પહોરે વાદળા થાય તો–રૂઉ, કપાસ ને કાલાનો ભાવ મોડો મોડો પણ વધે.

**વૈશાખ** સુદ ૧૫ ના દિવસે–ગ્રહણ હોય, તારા ખરે, ભુમી કંપ થાય, વરસાદ હોય, ચંદ્રને પરિવેષ હોય, વીજળી ચમકે, કેતુનો ઉદય આદિ કંઈ હોય તો– ઘઉં, મગ, અડદનો સંગ્રહ કરવો. તે લાભદાયક હોય, ભાદરવા માસમાં વેચે તો–ઘણો લાભ થાય.

**વૈશાખ** વદ ૫ મે **વીજળી** થાય તો–અનાજ રૂા. ૧ નું મણ વેચાય.

**વૈશાખ** વદ ૮ ના દિવસે–પહેલા પહોરે વાદળા થાય તો–અષાડ વરસે. અને બીજા પહોરે વાદળા થાય તો–શ્રાવણ વરસે, ત્રીજા પહોરે વાદળાં થાય તો–ભાદરવો વરસે, ચોથા પહોરે વાદળા થાય તો–આસો વરસે.

**વૈશાખ** વદ ૮ મે વીજળી થાય તો–અનાજ રૂા. ૧] નું શેર ૨૦ વેચાય.

વૈશાખ વદ ૯ મંગળવારી હોય તો—તલ, તેલ, ગોળ, ઘી, ઘઉં, મોંઘા થાય.

વૈશાખ વદ ૧૧ સોમવારી હોય તો— ચણા, ઘઉં, ગોળ મોંઘા થાય.

વૈશાખ વદ ૧૧ ની વીજળી થાય તો-અનાજ રૂ. ૧) નું શેર ૧૫ વેચાય.

વૈશાખ વદ ૧૩ મંગળવારી હોય તો-ખાંડ, પાન, સીંધવ લાલ ચંદન મોંઘા થાય.

વૈશાખ વદ ૧૪ શનીવારી હોય તો—રૂઉના ભાવ બમણા થાય.

વૈશાખ વદ ૧૪ ની વીજળી થાય તો—અનાજ રૂ. ૧) નું શેર ૧૦ વેચાય.

વૈશાખ વદ ૧૪ શની, કે મંગળવારી હોય તો—અનાજ મોંઘુ થાય.

વૈશાખ વદ ૦)) શની, રવી, કે મંગળવારી હોય તો—અનાજ સંગ્રહવું તો તે શ્રાવણ માસમાં લાભ આપે.

વૈશાખ માસમાં ૧૧—૧૨—૧૩ એ તિથિ ઘટે તો—ઘી મોંઘુ થાય.

વૈશાખ માસની વરખ સંક્રાત્રી—શની, રવી, કે મંગળવારી હોય તો—જુવાર અને ઘઉં સોંઘા થાય, રસ—કસ તથા બીજી બધી ચીજો મોંઘી થાય. સોમવારી હોય તો—સોંઘુ થાય.

## જેઠ માસ.

જેઠ માસ પાંચ રવીવારો હોય તો—માસ કઠણ છે. રોગ ઘણા, અનાજ સરવે મોંઘા થાય, વરસાદ જેઠ વદમાં થાય.

પાંચ સોમવારો માસ હોય તો—સુતર, કપાસ, લોઢું, અડદ, તલ વીગેરે કાળી વસ્તુઓ મોંઘી થાય.

પાંચ મંગળવારો માસ હોય તો—પશુઓને પીડા, કપાસીઆ, ધોળી વસ્તુ મોંઘી થાય.

**પાંચ બુધવારો** માસ હોય તો–સુતર, કપાસ, લોહું, અડદ, તેલ, મગ, મોંઘા થાય. અગ્નીનો ભય થાય.

**પાંચ ગુરૂવારો** માસ હોય તો–માસ સારો છે. જેઠ વદમાં વરસાદ થાય. અનાજના ભાવ સસ્તા થાય. ઘી, કપાસ, ખાંડ, સુતર, ઘઉં, તથા કાળી રાતી વસ્તુ મોંઘી થાય.

**પાંચ શુકરવારો** માસ હોય તો–વરસાદ થાય, અનાજ, ઘી, રસ કસ, ને ધોળી વસ્તુ મોંઘી થાય.

**પાંચ શનીવારો** માસ હોય તો–વરસાદ થોડો છે. અનાજના ભાવ મોંઘા થાય, વાયુવંટોળ ઘણો અગ્ની ભય થાય.

જેઠ સુદ ૧ ને મૃગશર નક્ષેત્ર હોય તો–વરસાદ ઘણો, વરસ સારૂં નીપજે.

જેઠ સુદ ૧ ના વાદળા થાય તો–જેઠ માસમાં વરસાદ થાય.

જેઠ સુદ ૧ **રવીવારી** હોય તો–વાયુ બહુ વાય, **સોમવારી** હોય તો–અનાજની ઉત્પતી સારી થાય. **મંગળવારી** હોય તો–વ્યાધી કરે. **બુધવારી** હોય તો–અનાજ મોંઘુ કરે, વરસાદનો નાશ થાય, **ગુરૂવારી** હોય તો–અનાજનો સંગ્રહ કરવો. **શુકરવારી** હોય તો–અનાજ ઘણું નીપજે. **શનીવારી** હોય તો–વરસાદ થોડો ને ઢોર તથા રાજાઓ મરે.

જેઠ સુદ ૧ **શુકર** ને **શનીવારી** હોય તો–વરસ કરવરૂ જાણવું.

જેઠ સુદ ૧ **શની, રવી,** કે **મંગળવારી** હોય તો–અનાજના ભાવ વધે. વરસ નબળું જાણવું.

જેઠ સુદ ૨ **ના** રોજ **ગાજવીજ** ન હોય તો–વરસ ઘણું સારૂં થાય. કદાપી વીજળી થાય અને ગાજે નહીં તોપણ વરસ સારૂં થાય. પણ ગાજવીજ થાય, તો વરસ કરવરૂ ને ઘાસ કમતી નીપજે.

જેઠ સુદ ૫ **શનીવારી** હોય તો–રૂઉના ભાવ એક માસ સુધી મંદા રહે અને પછી રૂઉના ભાવ બમણા થાય.

જેઠ સુદ ૭ ના દિવસે–વરસાદની ગર્જના સંભળાય તો અથવા વાદળ મેઘથી ઢંકાએલું હોય તો અથવા દક્ષિણા દિશા તરફનો પવન

વાય તો–તે વરસમાં તલ સંગ્રહવા અને કારતક માસમાં વેચવાથી ઘણો લાભ થાય.

જેઠ સુદ ૧૦ **શનીવારી** હોય તો-વરસાદ ન થાય ને ગાયોનો નાશ થાય. પ્રજાને દુઃખ થાય.

જેઠ સુદ ૧૫ **શનીવારી** હોય તો–રૂઉના **ભાવ એક માસ સુધી મંદા રહે.**

જેઠ સુદ ૧૫ **નીરમળી** હોય તો–સારી અને વરસાદ યા જળકુંડાળું હોય તો–અનાજ સંગ્રહવાથી ચાર માસમાં અગર પોષ માસમાં લાભ થાય.

જેઠ સુદ ૧૫ ને મૂળ **નક્ષેત્ર** હોય તો–વરસ સારૂં થાય.

જેઠ સુદ ૧૫ ના રોજ **રવી, સોમ, ગુરૂ,** કે **શુક્ર**વાર હોય. તો–વરસ સારૂં આવે. **મંગળ**વાર હોય તો–અગ્નિનો ભય જણાય. **બુધ**વારૂં હોય તો–વરસ કરવરૂં. **શની**વાર હોય તો-વરસાદની તાણ અને અનાજ મોંઘુ કરે.

જેઠ સુદ ૧૫ કે જેઠ વદ ૦)) ના દિવસે કે રાત્રીએ આકાશ વાદળાથી ઢંકાઈ જાય તો અનાવૃષ્ટી થશે.

જેઠ વદ ૩ થી **શ્રવણ પંચકાના** છાટા થાય તો-વરસ ઘણું શ્રીકાર થાય.

જેઠ વદ ૧૦ **શની**વારી હોય તો–પાણીની ઘણી તંગાસ પડે.

જેઠ વદ ૦)) **શની, રવી,** કે **મંગળ**વારી હોય તો–તે વરસમાં લડાઇ ઘણી થાય.

જેઠ વદ ૦)) ના દિવસે **આદ્રા**–અશાડ સુદ ૧ ને પુનવર્સું અષાડ સુદ ૨ ને પુષ્પ નક્ષેત્ર હોય તો–ઘાસ, અનાજ અને પાણીનો અભાવ હોય.

જેઠ માસમાં **દનિયા** નક્ષેત્ર–શ્રાવણમાં જો વાદળા ચઢી આવે તો વરસાદના દિવસમાં વૃષ્ટી થશે. ધનીષ્ટા નક્ષેત્રમાં જો વાદળા ચડી આવે તો વરસાદ થશે નહિ તેમ જાણવું.

# અષાડ માસ

**અષાડ** માસ પાંચ **રવીવારે હોય** તો-વરસાદ થોડો રસ-કસ ને મગ મોંઘા થાય.

**પાંચ સોમવારે** માસ હોય તો—વરસાદ ઘણો, ખોરાક ને સાકર મોંઘી થાય.

**પાંચ મંગળવારે** માસ હોય તો—માસ કઠણ છે, વરસાદ રાહ જોવરાવે. મગ, લીલું કાપડ, ને નીલ વસ્તુઓ મોંઘી થાય.

**પાંચ બુધવારે** માસ હોય તો-વરસાદ **થશે.** કાપડ, ચોપડ, મીઠું મોઘું થાય.

**પાંચ** ગુરૂવારે માસ હોય તો-વરસાદ થશે. તેલ, ઘી, ટોપરાં, ખાંડ, ગોળ, સાકર, ચોખાને સરવે વસ્તુઓ મોંઘી થાય.

**પાંચ શુકરવારે** માસ હોય તો-અનાજના ભાવ સાધારણ **રહે.**

**પાંચ શનીવારે** માસ હોય તો-મગ મોંઘા થાય. રસ-કસ સસ્તા થાય. માસમાં વરસાદ એક થશે.

**અષાડ** સુદમાં **બુધનો ઉદય** અથવા **શુકરનો અસ્ત** થાય તો-શ્રાવણ માસમાં અનાજ ઘણું મોંઘુ થાય.

**અષાડ** સુદ ૧-૨-૩ જે **શ્રાવણ** અને **ધનીષ્ટા** નક્ષેત્ર **હોય** તો-અનાજનો સંગ્રહ કરવો લાભકારી છે.

**અષાડ** માસમાં **આદ્રા** નક્ષત્રના પ્રવેશના દિવસે વરસાદ **થાય** તો-દોઢ મહિના સુધી વરસાદ થાય નહિ. વરસાદ વરસે તે **સમય** આદ્રા નક્ષેત્ર ઉપર સૂર્ય આવે તો-જવ અને અનાજનો નાશ થાય.

**અષાડ** સુદ ૨ ને સુદ ૯ ના રોજે-**સોમ, બુધ, ગુરૂ** કે **શુકરવાર** હોય તો-વરસાદ **ઘણો** થાય. **મંગળવારે** હોય તો—અનાવૃષ્ટી થાય. **શનીવારે** હોય તો-રોગનો ઉપદ્રવ થાય.

**અષાડ** સુદ ૫ **રવીવારી** હોય તો-વરસાદ થોડો **થશે. સોમ**વારી હોય તો-વરસાદ સારો થશે. **મંગળવારી** હોય તો-વરસાદ થશે પણ રાજાઓનું યુદ્ધ થાય, **બુધવારી હોય** તો-સારૂં ફળ **મળશે.**

**ગુરૂ**વારી હોય તો-મહા પવન થાય, **શુક્ર**વારી હોય તો-પ્રજાને સુખ મળે, **શની**વારી હોય તો-પ્રજા દુઃખી હોય.

**અષાડ** સુદ ૮ **શની**વારી ને **રેવતી** નક્ષેત્રવાળી હોય તો-વરસાદ ન થાય દુઃખ હોય.

**અષાડ** સુદ ૮ **શની**વારી ને **અનુરાધા** નક્ષેત્રવાળી હોય તો-કોઈ ઠેકાણે અનાજની નીપજ થોડી થાય અને કોઇ ઠેકાણે દુકાળ હોય.

**અષાડ** સુદ ૯ નો **સૂર્ય** ઊદય થતી વખતે બપોરે યા અસ્ત થતી વખતે-વરસાદથી ઢંકાએલ હોય તો તે વરસમાં સારૂં ફળ થશે નહીં.

**અષાડ** સુદ ૯ ગાજે તો-વરસનું પરિણામ ખરાબ જાણવું પણ સૂર્ય નીરમળો ઊગે ને વાદળા થાય તો ચોમાસાના ચાર માસ વરસાદ સારો થાય અને સૂર્ય ચોખો વાદળા વિનાનો દેખાય તો સુદ ૧૧થી અષાડ વદ ૨ સુધી દરરોજ સાંજનો વરસાદ ઘણો પડે.

**અષાડ** સુદ ૧૧ **શની રવી** કે **મંગળ**વારી હોય તો-દુર્ભીક્ષ પડે. અનાજ મોંઘુ થાય ને માણસને પીડાકારી હોય.

**અષાડ** સુદ ૧૪ **સોમ**વારી હોય તો-અનાજ અને ઘાસ ન થાય તે માસમાં વરસાદ થાય નહીં.

**અષાડ** સુદ ૧૫ નીરમળી હોય તો-અનાજ સંગ્રહવું અને ઘી, તેલ વેચવાથી ત્રીજે મહિને લાભ થાય.

**અષાડ** સુદ ૧૫ના દિવસે વરસાદ થાય તો-એક માસ સુધી અનાજ સોંઘું થાય ત્યાર પછી વરસાદ સારો ને સુગાળ થાય.

**અષાડ** સુદ ૧૫ વધે તો-ત્રણ મહિના સુધી અનાજ સસ્તા, પછી મોંઘા થાય.

**અષાડ** સુદ ૧૫ નો ગીરનારી પવન વાય તો-વરસ નબળું જાણવું.

**અષાડ** સુદ ૧૫ ની રાત્રે **ચંદ્ર** ન દેખાય તો-ચાર માસ સુધી વૃષ્ટિ ન થાય.

**અષાડ** સુદ ૧૫ ના રોજે **વીજળી** થાય તો-અનાજ ઘણું નીપજે.

**અષાડ** સુદ ૧૫ **ગુગળી** સારી પણ જો તે રોજ **ચંદ્ર** નીરમળો હોય તો-અનાજનો સંગ્રહ કરવો કારણ કે ભાવ વધશે, અને ગાજવીજ હોય તો સરવે ધાન્ય વેચવું અને નીરમળી હોય તો અનાજનો સંગ્રહ કરવો તેથી પાંચમે મહિને લાભ થાય.

**અષાડ** સુદ ૧૫ સાઠ ઘડીની હોય તો-બાર માસ અનાજ સોંઘા થાય અને ત્રીસ ઘડીની હોય તો ૭ માસ સુભીક્ષ હોય. પછી દુઃખ હોય. પંદર ઘડીની હોય તો ચાર માસ સુભીક્ષ હોય. પંદર ઘડીથી ઓછી હોય તો દુઃખ હોય.

**અષાડ** સુદ ૧૫ ને મહિનાનું નક્ષેત્ર ન હોય તો-ત્યારથી અનાજના ભાવ વધે.

**અષાડ** સુદ ૧૫ મે **મૃગસરાદિ** પાંચ નક્ષેત્રમાંનું એક નક્ષેત્ર હોય તો-અનાજના ભાવ તેજી થાય. **મઘાદિ** ચાર નક્ષેત્રમાંનું એક નક્ષેત્ર હોય તો-અનાજના ભાવ સસ્તા થાય. પણ **સોમવાર** હોય તો તેજી રહે. **ચીત્રાદિ** આઠ નક્ષેત્રમાંનું એક નક્ષેત્ર હોય તો-દુર્ભીક્ષ થાય. **મંગળવાર** હોય તો-વ્યાધિ કરે **શનીવાર** હોય તો-દુર્ભીક્ષ થાય. શ્રાવણથી **રોહણી** સુધીનું એક નક્ષેત્ર હોય તો-શુભ હોય. **આદ્રાદિ** ચાર નક્ષેત્રમાંનું એક નક્ષત્ર હોય ને રવીવાર હોય તો-અર્થનો નાશ થાય, **પુર્વાષાઢા** નક્ષેત્ર હોય તો-ચાર માસ સુગાળ. **મૂળ** નક્ષેત્ર હોય તો-ચાર માસ દુકાળ પડે.

**અષાડ** સુદ ૧૫ની અડધી રાત્રીએ પોતાના શરીરની છાંયા ભરવી તેનો વિચાર-જો સાડા ૭ પગલા થાય તો અનાજ રૂા, ૧)ું નું મણ અને કળશીના રૂા. ૨૨) થાય. જો સાડા સાત પગલાં થાય તો કાળ પડે. કદી નવ પગલા થાય તો મહાકાળ પડે.

**અષાડ** સુદ ૧૫ ડોળનાં ઊગે તો-અથવા પવન ઉત્તર કે પશ્ચિમનો હોય અને વીજળી અને વરસાદ હોય તો-અનાજ વેચી નાંખવું. પણ જો અગ્રી દક્ષીણનો પવન હોય વીજળી થાય ને છાંટા પડે તો અનાજનો સંગ્રહ કરવો. તે-માસ બે પછી વેચવાથી લાભ થાય.

**અષાડ** વદમાં **સૂર્ય** મંડળ વાદળાથી ઢંકાએલું ન હોય તો–વરસાદના દિવસમાં વરસાદ થશે નહિ.

**અષાડ** વદ ૨ **સોમ**વારી ને વીજળીવાળી હોય તો–કઠોળનો નાશ કરનારી જાણવી.

**અષાડ** વદ ૨ તથા વદ ૯ **શુક્ર**વારી હોય તો–શ્રેષ્ટ અને **બુધ** કે **શની**વારી હોય તો–નેષ્ટ.

**આષડ** વદ ૬ **શની**વારી હોય તો–ઘઉં સંગ્રહવાથી કારતક માસમાં ઘણો લાભ થાય.

**અષાડ** વદ ૮ ની રાત્રે **ચંદ્ર** મેઘથી ઢંકાએલો હોય તો—ઘણો વરસાદ થશે અને ચંદ્ર સ્વચ્છ અથવા છીદ્રવાળો જણાય તો—ઘણો વરસાદ થશે નહિ.

**અષાડ** વદ ૮ નો **ચંદ્ર** વાદળામાં ઉગે તો–સારો જાણવો. અને નીરમળો ઉગે તો-તેમજ રાતા સરખો જણાય તો–સર્વે વસ્તુનો સંગ્રહ કરવો. સૂર્ય આથમતાં છાંટા થાય તો વરસ સારૂં થાય.

**અષાડ** વદ ૮ **શની**વારી હોય તો–સુગાળ થાય.

**અષાડ** વદ ૯ ના દિવસે-ચંદ્રમાંના બીંબ ને મોટું કુંડાળુ હોય તો–અષાડ માસમાં પહેલાથી અનાજની મોંઘવારી થઈને પછી ઘણી વૃષ્ટી થઈ સસ્તુ થશે.

**અષાડ** વદ ૧૦ ને રોહણી નક્ષેત્ર હોય તો–વરસાદ ઘણો થાય, સુગાળ થાય ને અનાજ ઘણું નીપજે. વદ ૧૧ ને રોહણી નક્ષેત્ર હોય તો–વરસાદ મધ્યમ થાય, અનાજ સાધારણ નીપજે ને સોંઘું થાય. વદ ૧૨ ને રોહણી નક્ષેત્ર હોય તો–દુકાળ પડે. વદ ૧૩ ને રોહણી નક્ષેત્ર હોય તો–પવન થાય ને ઉજડ થાય. વદ ૧૪ ને રોહણી નક્ષેત્ર હોય તો–ઘરબાર છોડવા પડે, રાજાઓમાં યુદ્ધ થાય, ને પ્રજાને કષ્ટ હોયં.

**અષાડ** વદ ૦)) **સોમ**વારી ને મૃગસરાદિ સાત નક્ષેત્ર યુક્ત હોય તો–સુભીક્ષ કરે.

# શ્રાવણ માસ

**શ્રાવણ** માસ પાંચ **રવીવારે** હોય તો-દિવસ ૧૦ જતા અનાજના ભાવ વધે, ધોળી વસ્તુઓ તથા તલ, તેલ, વિગેરે કાળી વસ્તુઓ મોંઘી થાય, વરસાદ થોડો છે.

પાંચ **સોમવારે** હોય તો-મગ, તેલ, ગોળ, મોંઘા થાય, વરસાદ થશે, પશુને પીડા હોય, આંખના રોગ વધે, સર્પ, ઉંદર, શ્વાન એ ત્રણનો ઉપદ્રવ વધે.

પાંચ **મંગળવારે** માસ તો-મગ, તેલ, મોંઘા થાય, વરસાદ થોડો થાય ગુજરાતને કષ્ટ પડે.

પાંચ **બુધવારે** માસ હોય તો-કાપડ, ચોપડ, તેલ, મગ, મોંઘા વરસાદ થોડો, મેવાડમાં વીગ્રહ થાય.

પાંચ **ગુરૂ, શુકરવારે** માસ હોય તો-ધોળી તથા રાતી વસ્તુઓ મોંઘી થાય.

પાંચ **શનીવારે** માસ હોય તો-મગ, તેલ, અનાજ મોંઘા થાય.

**શ્રાવણ** સુદમાં કોઈ તિથિનો ક્ષય હોય તો—કારતક માસમાં છત્રભંગ થાય.

**શ્રાવણ** સુદ ૧ **બુધવારી** હોય તો-અશીણમાં ટકા ૧૦૦ ની વધા-ઘટી થાય, ચાંદીમાં મંદી થાય.

**શ્રાવણ** સુદમાં દનીયા નક્ષેત્ર ચીત્રા, સ્વાતી, વીશાખા, એ નક્ષેત્રોમાં વૃષ્ટિ થાય તો-તે વરસમાં અનાજ નીપજશે નહીં.

**શ્રાવણ** સુદ ૪ નો વરસાદ થાય તો-પછી વરસાદ થાય નહીં,

**શ્રાવણ** સુદ ૪ ને **પૂર્વા ભાદ્રપદ** નક્ષેત્ર હોય ને વરસાદ થાય તો-તે વરસમાં અનાજ ઘણું નીપજશે.

**શ્રાવણ** સુદ ૭ **શનીવારી** હોય તો-વરસાદ પૂર્ણ હોય.

**શ્રાવણ** સુદ ૭ ના દિવસે **સૂર્ય અસ્ત**-થતી વખતે વરસાદ ચડેલો જોવામાં ન આવે તો-વરસાદ થશે નહીં.

**શ્રાવણ** સુદ ૬-૭-૮ મે ચીત્રા, સ્વાતિ. વીશાખા એ નક્ષેત્રોમાં વરસાદ થાય તો આગળ વરસાદ થાય નહીં.

**શ્રાવણ** સુદ ૭ મે સૂર્ય અસ્ત–પામ્યા છતાં વરસાદ થાય નહીં તો –આગળ વરસાદ થાયજ નહીં.

**શ્રાવણ** સુદ ૭ ને **સ્વાતિ** નક્ષેત્ર હોય ને વરસાદ થાય તો સુભીક્ષકર્ત્તા હોય–અવશ્ય વરસાદ થાય અને અનાજ ઘણું નીપજશે.

**શ્રાવણ** સુદ ૮ કે વદ ૮ મે વરસાદ થાય તો–ઘઉંની નીપજને હાની હોય.

**શ્રાવણ** સુદ ૯ **શનિ**વારી હોય તો–સંતાપ કરે અને આસો માસમાં છત્ર ભંગ કરે.

**શ્રાવણ** સુદ ૧૦ ને **રોહીણી** નક્ષેત્ર હોય તો–વરસાદ થોડો. અનાજ મોંઘુ અને રોગ થાય.

**શ્રાવણ** સુદ ૧૦ **શનિ**વારી અને તે દિવસે સિંહ સંક્રાત્રી હોય તો–વરસાદ સારો થાય ધાન્યની નીપજ હોય.

**શ્રાવણ** સુદ ૧૩ **રવી**વારી ને **રેવતી** નક્ષેત્ર હોય તો–અનાજ ઘણુ થાય, બીજી વસ્તુની પ્રાપ્તી થાય.

**શ્રાવણ** સુદ ૧૪ ને **આદ્રા** નક્ષેત્ર હોય તો–અનાજ સંગ્રહવું સારૂં છે.

**શ્રાવણ** સુદ ૧૫ કે વદ ૧ **રવી**વારી ને પુષ્પ નક્ષેત્રવાળી હોય તો–જળ ધાન્ય ને ઘાસ ન થાય.

**શ્રાવણ** સુદ ૧૫ ને **શ્રવણ** નક્ષેત્ર હોય ને વરસાદ થાય તો–સુગાળ થાય, અનાજ ધનની સંપતી થાય.

**શ્રાવણ** સુદ ૧૫ ના દિવસે સૂર્ય કે ચંદ્રને જળનું કુંડાળું હોય તો–ઘીના ભાવમાં મણ એકે રૂા. ૨) વધે.

**શ્રાવણ** સુદ ૧૫ ના વાદળા સારા, નીરમળી હોય તો સારી નહિ, ઘી, તેલનો સંગ્રહ કરવો, તો ત્રીજે માસે લાભ થાય. **ચંદ્રમા** ડોળમાં ઉગે તો–વરસાદની તાણ, ને વરસ કરવરૂ થાય.

**શ્રાવણ** વદ ૧ ગુરૂવારી હોય તો–મગ, અડદ, તલ, તેલ મોંઘા

**શ્રાવણ** વદ ૧૧ **રોહીણી** નક્ષેત્રવાળી હોય તો–રોહણીની ઘડી તિથિ કરતાં જેટલી વધારે હોય તે પ્રમાણમાં વધારે વરસાદ થાય. **કૃતીકા** નક્ષેત્રવાળી હોય તો–વરસ કરવરૂ થાય, **મૃગશર** નક્ષેત્રવાળી હોય તો–દુભીક્ષ હોય.

**શ્રાવણ** વદ ૧૧ ના રોજે ગાજે તો–દુર્ભીક્ષ હોય પણ તે દિવસે સૂર્ય વાદળામાં ઉગે તો વરસાદ સારો થાય.

**શ્રાવણ** વદ ૦)) પુષ્ય, અસલેખા, મઘા નક્ષેત્ર હોય તો–વરસાદ મધ્યમ થાય બહુ વરસાદ ન થાય.

## ભાદરવો માસ.

**ભાદરવા** માસમાં **પાંચ રવીવાર** આવે તો–અનાજ, ઘી, તેલ, ચોખા, રૂઉ, કપાસ સસ્તા થાય, ધોળી વસ્તુમાં લાભ હોય,

**પાંચ સોમ કે મંગળવારો** માસ હોય તો–રાતી વસ્તુ મોંઘી થાય. તાવ, ઉધરસ, રોગ ઘણા થાય.

**પાંચ બુધવારો** માસ હોય તો–રાતી વસ્તુ, સુતર મોંઘુ થાય.

**પાંચ ગુરૂવારો** માસ હોય તો–રોગ ચાલે, ધાન્ય ભાવ સાધારણ હોય.

**પાંચ શુકરવારો** માસ હોય તો–નીપજ ઘણી થાય. વૃશ્ચિકના ગુરૂ થાય ત્યારે–ઘઉં, ચણા, ચોખા, તલ મોંઘા થાય.

**પાંચ શનિવારો** માસ હોય તો–વરસાદ થોડો છે. રાતી વસ્તુ મોંઘી જાણવી.

**ભાદરવા** સુદ ૧–૨–૩–૪ એ તિથિ ઘટે તો–છત્રપતી રાજાનો નાશ થાય.

**ભાદરવા** સુદમાં **રવીવાર** અને **મૂળ** નક્ષેત્ર આવે તો–વરસ સારૂં ન હોય.

**ભાદરવા** સુદ ૨ કે વદ ૨ ના દિવસે જો વરસાદ વાદળે દેખાય તો–સરવે અનાજનો સંગ્રહ કરવો. છઠે મહિને વેચવાથી લાભ થાય.

**ભાદરવા** સુદ ૨ ના રોજે–વરસાદ થાય ને ઉત્તર દીશામાં ગાજે તો સરવે અનાજનો સંગ્રહ કરવો માસ આઠની અંદર લાભ થાય.

**ભાદરવા** સુદ ૩ **શનિવારી** હોય ને આકાશ વાદળા વિનાનું હોય તો–શીયાળુ અનાજનો પાક ન થાય

**ભાદરવા** સુદ ૩ **મંગળવારી** ને ઉત્તરાફાલ્ગુની નક્ષેત્રવાળી હોય તો–બહુ વરસ સારૂ હોય. **સોમવારી** હોય તો–અનાજ નીપજે ત્રીજા

પહોરે ઉત્તર દીશા તરફના વાદળા જોવામાં આવે તો-અનાજનો સંગ્રહ કરી ૭ માસ પછી વેચવાથી લાભ થાય.

**ભાદરવા** સુદ ૪ **ગુરૂ, શુકર કે સોમવારી** ને ઉત્તરા, હસ્ત, ચીત્રા નક્ષેત્રવાળી હોય તો-સુભીક્ષ કરે.

**ભાદરવા** સુદ ૫ ને **સ્વાતિ** નક્ષેત્ર ને તે-મંગળવારી હોય તો રૂઉમાં ચાર માસ પછી તેજી થાય.

**ભાદરવા** સુદ ૭ ને **સોમવાર** હોય ને સુર્યાસ્ત સમયે આકાશ વાદળાવાળું ન હોય તો-તે માસમાં વરસાદ થાય નહિ ને રોગો થાય.

**ભાદરવા** સુદ ૮ **સોમવારી** હોય તો-રૂઉમાં તેજી થાય છે.

**ભાદરવા** સુદ ૮ ને **અનુરાધા** નક્ષેત્રવાળી હોય તો કોઈ દોષ હોય.

**ભાદરવા** સુદ ૮ નો **ચંદ્રમા** કે સૂર્ય-નીર્મળ હોય અથવા વાદળાઓથી ઢંકાએલો ન હોય તો-સરવે જાતનું અનાજ, સુતર, સાંધાણુ પાંચ મહિના સુધી મોંઘું થાય

**ભાદરવા** સુદ ૮ ને **મૂળ** નક્ષેત્ર સોમ કે રવીવારે હોય તો-પાંચ મહિના સોનું, રૂઉ અને સુતરમાં તેજી થાય.

**ભાદરવા** સુદ ૮ ના દિવસે પ્રભાતે પશ્ચિમ દિશામાં ઇંદ્ર ધનુષ દેખાય તો-રાત્રે વરસાદ થાય.

**ભાદરવા** સુદ ૯ **રવીવારી** હોય ને વાવ્ય દીશામાં મહાન વાયુ થાય તો વરસાદ થાય નહિ.

**ભાદરવા** સુદ ૯ ને **મૂળ** નક્ષેત્રવાળી હોય તો-ભયકારી હોય. **સ્વાતિ** નક્ષેત્રવાળી હોય તો-અનાજના ભાવ સસ્તા થાય.

**ભાદરવા** સુદ ૧૧ **મંગળવારી** ને વાયુવાળી હોય તો-વરસાદ થાય અને જો **મૂળ** નક્ષેત્રવાળી હોય તો-વરસાદ ન થાય લોકોમાં વ્યાધિ ફેલાય.

**ભાદરવા** સુદ ૧૩ ના છાંટા અગર વરસાદ થાય તો-અનાજનો ભાવ બાર આની થાય.

**ભાદરવા** સુદ ૧૫ નો ચંદ્ર વાદળામાં અગર ડોળમાં ઉગે તો સારૂં, પણ જો ચંદ્ર નીરમળો હોય તો-વરસાદની તાણુ, વરસ કરવરૂ, અનાજનો સંગ્રહ કરવો, માસ ત્રણની અંદર લાભ મળે.

**ભાદરવા** સુદ ૧૫ ના **વાદળા** થાય તો-પાછલા ધાન્યની આશા રાખવી નહિ.

**ભાદરવા** વદ ૪ શનીવારી હોય તો-દુર્ભીક્ષ અને દેશ ભંગ થાય

**ભાદરવા** વદ ૭ મંગળ, ગુરૂ, શુક્ર કે રવીવાર હોય ને રોહણી નક્ષેત્ર હોય તો-જવ, ઘઉં, ડાંગર, હળદર, જીરૂ, સીસુ, પારો, હીંગ, ખાંડ ગોળ, સાકર, તલ, કસ્તુરી મોંઘી થશે. માટે સંગ્રહ કરી ત્રીજે મહિને વેચવાથી ઘણો લાભ મળે.

**ભાદરવા** વદ ૮ ને **મૂળ** નક્ષેત્રવાળી ને રવી કે સોમવારી હોય તો-તે વરસમાં વેપારી લોકો, શણ, સુતર, સંગ્રહી પાંચ મહીના પછી વેચે તો લાભ મળે

**ભાદરવા** વદ ૮ ના રોજે ગુરૂ શની વક્રી થાય તો-રૂઉ સુતરમાં સારી તેજી થાય.

**ભાદરવા** વદ ૬ **અનુરાધા** નક્ષેત્રવાળી હોય તો-વરસાદ સારો થાય.

**ભાદરવા** વદ ૭ ગુરૂ, શુક્ર કે શનીવારી **રોહણી** નક્ષેત્રવાળી હોય તો-ઘઉં, જવ મોંઘા થાય.

**ભાદરવા** વદ ૧૦ ને **રોહણી** નક્ષેત્ર હોય તો-ધાન્યની વૃદ્ધી થાય. વદ ૧૧ ને **રોહણી** હોય તો-મધ્યમ ફળ, અનાજનો સંગ્રહ કરી છઠે મહિને વેચવાથી લાભ થાય.

**ભાદરવા** સુદ ૧૪-૧૫ વધે તો-ઘી સોંઘું કરે, અને જો ઘટે તો ઘી મોંઘુ કરે.

**ભાદરવા** વદ ૦)) રવીવારી હોય અને તે દિવસે સૂર્ય ઉગતાં પશ્ચિમે ઇંદ્રિ ધનુષ્ય દેખાય તો પૃથ્વીમાં હાહાકાર થાય.

**ભાદરવા** વદ ૦)) ની રાત્રીએ દક્ષિણ દિશામાં વીજળી થાય તો-ધાન્ય બહુ મોંઘા થાય.

**ભાદરવા** વદ ૦)) રવીવારી હોય તો-અનાજ, ઘી, ધાસમાં તેજી થાય, સોમવારી હોય તો-તેલમાં તેજી થાય મંગળ કે બુધવારી હોય તો અનાજના ભાવ તેજી થાય. શનીવારી હોય તો-તલના ભાવ તેજી થાય.

# આસો માસ

**આસો** માસ પાંચ રવીવારો હોય તો–રાતી વસ્તુ **મોંઘી થાય.**

**આસો** માસ પાંચ સોમવારો હોય તો–ઘી, ગોળ, ખાંડ, સાકર મોંઘા થાય.

**પાંચ** મંગળવારો હોય તો–અનાજના ભાવ સસ્તા થાય. ઘી, રૂઉ, કપાસ, ખાંડ, સાકર, ટોપરા, અને ચોખા મોંઘા થાય

**પાંચ** બુધવારો હોય તો–રાતી વસ્તુ, ઘઉં, ચણા, ગોળ, સુતર, મજીઠ, રસ-કસ મોંઘા થાય.

**પાંચ** શુક્ર કે શનીવારો માસ હોય તો–રાતી વસ્તુ ઘઉં, ચણા, ગોળ મોંઘા થાય.

**આસો** સુદ ૧ શનીવારી હોય તો–તે માસમાં અનાજ સંગ્રહવું.

**આસો** સુદ ૧–૮–૧૦ના દિવસે વરસાદ ચડે તો–તત્કાળ વૃષ્ટી થાય.

**આસો** સુદ ૩ મંગળ કે શનીવારી હોય તો–અનાજના ભાવ તેજી થાય.

**આસો** સુદ ૪ રવીવારી હોય તો–ઘી વેચવાથી અને અનાજ ખરીદવાથી લાભ થાય.

**આસો** સુદ ૮ બુધવારી હોય તો–અનાજનો સંગ્રહ કરી કાર્તક માસમાં વેચવાથી ઘણો લાભ થાય.

**આસો** સુદ ૯ **મંગળવારી** હોય તો–કપાસ અડદનો સંગ્રહ કરી ચઇતર માસમાં વેચવાથી ઘણો લાભ થાય.

**આસો** સુદ ૧૦ **રવિવારી** હોય તો–રૂઉના ભાવ ઘટે **મંગળવારી** હોય તો–વિવિધ પ્રકારની વ્યાધિ કરે.

**આસો** સુદ ૧૦–૧૧–૧૨ એ ત્રણે દિવસોમાં **વિજળી** થાય તો–ઘઉંનો નાશ થાય.

**આસો** સુદ ૧૫ **નીરમળી** ભલી, પણ વાદળાવાળી હોય તો–અનાજનો સંગ્રહ કરી ચઇતર માસમાં વેચવાથી લાભ મળે.

**આસો** સુદ ૧૫ નો **વરસાદ** થાય તો-દિવસ ૧૮ની અંદર રૂઉમાં ટકા ૩૦ વધે.

**આસો** સુદ ૧૫ના ચંદ્રમાંની થડમાં એક ચાંદરડું હોય અથવા ચંદ્રમાને ફરતું કુંડાળું હોય તો-**રૂઉના ભાવ વધે.**

**આસો** સુદ ૧૫ ના ચંદ્રમાંને વાદળ છાંયા હોય તો-અથવા વાદળામાં આથમે તો અનાજનો સંગ્રહ કરવો બે માસ પછી લાભ થાય.

**આસો** વદ ૩ **મંગળ, શની** કે **સોમ**વારી હોય ને રોહણી નક્ષેત્રવાળી હોય તો-કપાસથી ફાગણ માસમાં લાભ થાય.

**આસો** વદ ૫ **રવી**વારી હોય તો-માહ વદ ૦)) સુધી ઘીના ભાવ તેજી રહે.

**આસો** વદ ૬ **રવી**વારી જેષ્ટા કે મૂળ નક્ષેત્રવાળી હોય તો—અનાજનો સંગ્રહ કરવાથી પાંચમે મહિને લાભ થાય.

**આસો** વદ ૮ ના દિવસે-શની, કે ગુરૂ વક્રી હોય તો-સુતર, મજીઠ આદિ ઔષધો મોંઘા થાય. રૂઉ, સુતરમાં તેજી થાય.

**આસો** વદ ૧૧ **બુધ** કે **સોમ**વારી હોય તો-ગાય, ભેંસોની કિંમત ઘણી ઘધે.

**આસો** વદ ૧૨ **શની**વારી ને હસ્ત, ચીત્રા નક્ષેત્રવાળી હોય તો-જુવાર ખરીદવી તે ચઇતર માસમાં વેચવાથી ઘણો લાભ મળે.

**આસો** વદ ૧૩-૧૪-૦)) ને કારતક સુદ ૧ ના વાદળા થાય તો-અનુક્રમે કારતક, માગશર, પોશ, માહ માસમાં રૂઉમાં મંદી થાય. આવતું વરસ સારૂં આવે.

**આસો** વદ ૦)) શનીવારની-દીવાળી હોય તો અનાજમાં તેજી થાય. શુકરવાળી દીવાળી હોય તો અનાજમાં મંદી થાય, સંગ્રહવાથી આગળ ઉપર લાભ મળે.

**આસો** વદમાં શની, રાહુ એક રાશીપર આવી જાય તો-સણ, સુતર, ઘી, તેલના ભાવ વધે.

**દીવાળી પૂજનનું ફળ—**

**સોમ**વારી પૂજાય તો-વરસ ૨૦ વાસાનું ને વરસાદના ૧૦૦ દિવસ.

**શુકર**વારી પૂજાય તો-વરસ ૧૮ વાસાનું ને વરસાદના ૯૦ દિવસ.

ગુરૂવારી પૂજાય તો-વરસ ૧૬ વાસાનું ને વરસાદના ૮૦ દિવસ.

## પૈસા કમાવા માટે ખાસ ઉપયોગી.

# રૂઉ, ફીચરની તેજી–મંદીની રૂખનો

## દૈનીક અને માસિક રીપોર્ટ.



જેમાં–રૂઉમાં થનારી નાની–મોટી વધ–ઘટો, લેવા–વેચવાની તારીખો, વધીને ઘટીને થનારા ભાવો, ફીગરો સાથે તારીખવાર જણાવેલ હોય છે.

દરરોજના–ફીચર કેટલા તેજી કે મંદી આવશે, તેના બે આંક–ફીગર સાથે એક માસના તારીખવાર સાથે જણાવેલ હોય છે.

રૂઉ, ફીચર, શેર, ચાંદી, ઘઉં, અળશી, એરંડા, સીંગ દાણા, કપાસીયાની રોજે–રોજની તેજી–મંદી તારીખવાર સાથેની જણાવેલ હોય છે. તેમજ આ ચીજોની જનરલ રૂખ પણ જણાવેલ હોય છે. છતાં ફી ફકત રૂા. ત્રણ મનીઓર્ડરથી મોકલવાથી તુરતજ મળશે. વી. પી. થી મંગાવતા રૂા. ૩–૬–૦ થશે. માટે તુરતજ મંગાવી લાભ મેળવી ખાત્રી કરવા ભુલશો નહીં.

દરેક ગુજરાતી માસનો રીપોર્ટ–આઠ દિવસ અગાઉથી છપાવીને બહાર પાડવામાં આવે છે. દરેક ચીજના માસિક રીપોર્ટની ફી રૂા. ત્રણ અને શેરની રૂખના માસિક રૂા. ૫ ફીના મોકલવા.



બી. એસ. શાહ. જૈન જયોતિષી. વઢવાણ–સીટી.